જુલે વર્ન કૃત

# બલૂન-પ્રવાસ

●

: મૂળ ફ્રેન્ચ પરથી અનુવાદક :

સુરેન્દ્ર જીવરાજ પટેલ

●

: ઉપોદ્ઘાત :

રમણલાલ સોની


શ્રી હરિહર પુસ્તકાલય

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ

ટાવરરોડ ● સૂરત.

# અનુવાદકનું નિવેદન

'સાગરસમ્રાટ', 'પાતાળપ્રવેશ', 'ચંદ્રલોકમાં', 'પૃથ્વી પ્રદક્ષિણા', 'બરફનું રણ'—, જુલે વર્નના પુસ્તકોનાં નામ-માત્ર કલ્પનાને ધ્રૂજાવી મૂકે છે. વૈજ્ઞાનિક ભૂમિકા પર, આવતી કાલની અનંત વૈજ્ઞાનિક સિદ્ધિઓની શકયતા દર્શાવી, વૈજ્ઞાનિક દૃષ્ટા—પછી ભલે એ સ્રષ્ટા ન હો—ની અદાથી સાહસિક પ્રવાસો ને રસભરી કથાઓ ગૂંથનાર જુલે વર્ન એના વાચકોને વાર્તાની શરૂઆતથી અંત સુધી પકડી રાખવાની અજબ તાકાત ધરાવે છે.

આ 'બલૂનપ્રવાસ', જુલે વર્નનાં મૂળ ફ્રેંચ પુસ્તક "Cing SeMaines en ballon" નો સીધો અનુવાદ છે. અનુવાદના કાર્યમાં મને વખતો વખત સહાય કરવા બદલ પ્રો. વાય. એમ. ત્રિલોકકરનો ઋણી છું. તથા મને અનુવાદની પ્રેરણા કરનાર અને મારા અનુવાદને સંસ્કારી, તેની પ્રસિદ્ધિનો પ્રબંધ કરનાર ભાઈ શ્રી રમણલાલ સોનીનો ઉપકાર માનું છું.

વળી, આવા ભયંકર મોઘવારીના સમયમાં આ પુસ્તકનું પ્રકાશન કાર્ય માથે લઇ, સાદ્યંત કીમતી લેજર પેપરમાં છાપી, આગેવાન પરદેશી પ્રકાશનોના જેવા સુમનોહર ગેટઅપમાં તે પ્રગટ કરવા માટે શ્રી હરિહર પુસ્તકાલયનો આભારી છું.

બરવાળા (ઘેલાશાના)
૧-૩-૧૯૪૪

સુરેન્દ્ર પટેલ

# ઉપોદ્‌ઘાત



વૈજ્ઞાનિક કવિ જુલે વર્ને એક કાળે પોતાની સાહસકથાઓથી, પશ્ચિમની નવલોહિયા સૃષ્ટિને ચમકાવી મૂકી હતી—હજી પણ એ ચમક ભાંગી નથી. જુલે વર્નની લોકપ્રિયતા કિશોરજગતમાં હજીયે એટલી જ પ્રચંડ છે. આપણે ત્યાં પણ જુલે વર્ન ઊગતી પ્રજામાં પ્રિય બની ગયો છે.

કિશોર–કિશોરીઓના થનગનતા નવરક્તમાં સાહસનો જુસ્સો ધબકતો હોય છે, તેમનાં પગલામાં લાપરવાહી હોય છે, બધા ચાલે છે તેથી જુદા ફાટી કંઈક નવું કરી દેખાડવાની, પોતાનું સ્વતંત્ર ખમીર દાખવવાની તેમનામાં તમન્ના હોય છે. તોફાની ને ઉછાંછળા કહી મોટાંઓ નાનાંને ભાંડે છે, ને તેમના પ્રગટવા મથતા સાહસપ્રાણને થીજાવી નાખી, પ્રગતિમાન ભાવિના માર્ગને વ્યર્થ રૂંધવાનું પાપ કરે છે. સલામતીની નાગચૂડમાં ફસાઇ, માણસ પોતાના કાંડાનું બળ, ને પગની ગતિ ગુમાવી બેસે છે; ગલૂડિયાં ગોડે ગૂંછળું વળીને બખોલમાં ભરાઈ બેસી, નિષ્કર્મણ્યતાના રસકસ વિનાના સડેલા હાડકાને, પોતાની જ લાળથી ભીનું કરી ચાટયા કરે છે, ને 'હું જીવી ગયો, ઉધરી ગયો!' કરી રખેને કોઇ પોતાને જાણી જાય; રખેને કદીક પોતાનો સલામત નિરાપદ ખૂણો છોડી કયે યે જવાનું પોતાને મન થઇ આવે, એ બીકે બળપૂર્વક આંખો મીંચી દે છે ને અકાલે નિદ્રાનું આવાહન કરે છે.

પણ કાલના પગમાં બેડીઓ નાખી કાલને કદી બાંધી શકાવાનો નથી. કારણકે ગમે તેવી પ્રચંડ બેડીઓ પોતે પણ કાલનું જ સર્જન છે. અને એ કાલ–મહાકાલ એવો રૂદ્ર છે કે દશે દિશાએ ઘૂમતા એના મહા ભૈરવ રથચંદ્રની નીચે પ્રાણીમાત્રના પ્રાણ સુદ્ધાં દબાયા કરે છે એ મહાદલનની વિરાટ ક્રિયા સતત ચાલ્યા જ કરે છે. એને નથી કોઇ નિજ, નથી પર; નથી ત્યાં કોઇની ભલામણ પહોંચતી, કે નથી એનો નિશ્ચિત ભોગ થવામાંથી કોઈ છટકી શકતું.

એટલે કાલની ગતિને રૂંધવાની કોશીષ મિથ્યા છે. થનગનતા કિશોરને ખીલડે બાંધવાના પ્રયત્નનું પરિણામ ઉદ્દંડ છે. અકસ્માત એક વખત એ ઉદ્દંડતાનું દર્શન થતાં, થનારા આઘાતમાંથી બચવા માટે, સવેળા ચેતીને એને માર્ગ કરી આપવામાં સલામતી છે, ગૌરવ છે, ને શાણપણ છે. જુલે વર્નની વાર્તાઓમાં આ માર્ગ કરી આપવામાં મદદરૂપ થવાની તાકાત છે. એની લોકપ્રિયતા બીજ એ તાકાતમાં રહેલું છે. ગૂજરાતની વડિલ જનતા એ ભવ્ય તાકાતને નિહાળે, ઓળખે ને સત્કારે; પોતાનાં બાળકોને આવાં તાકાતવાળાં પુસ્તકો ભરપટે વાંચવા આપે; ગૂજરાતી વાર્તાલેખકો મહાકાલના વહ્યા જતા રથચક્રની ઘૂઘરીના રણકાર ઝીલો. ઊગતી પ્રજાને આગે દોટ ભીડાવતી કથાઓ સર્જે તો સાતઃ સાગર, ચોખૂંટ ને અનંત આભનું શાસન કરનારી 'અસ્મિતા' આપણાં ઘરઘરની જુવાનીમાં ફૂટી નીકળતાં વાર નહિ લાગે!

ભાઇ સુરેન્દ્ર પટેલને હું બાર માસથી પિછાનું છું. યૌવનના ઊમરે હજી હમણાં એ પગ મૂકે છે, પણ એના હૈયાઓમાં મહત્વાકાંક્ષાઓનો મહેરામણ ઘૂઘવે છે. ભાષાઓ શીખવાના એના નાદે એને અંગ્રેજી, હિંદી ઉપરાંત ફ્રેન્ચ, ઉર્દું ને બંગાળીનો ઠીક ઠીક પરિચિત કરી દીધો છે. હવે જર્મન ને રશિયન શીખવાના એને કોડ છે. આ પુસ્તક એણે જુલે વર્નના અસલ ફ્રેન્ચના જ અનુવાદરૂપે ઉતાર્યું છે. આપણે ત્યાં પરદેશી ભાષામાંથી આવી રીતે સીધા અનુવાદો ભાગ્યે જ થાય છે. એટલે, ભાઇ સુરેન્દ્રનો પ્રયત્ન, એ દષ્ટિએ પણ, આવકારપાત્ર છે. હું એના સાહિત્યક્ષેત્રપ્રવેશને અભિનંદુ છું.

મારી વિનતિ પરથી, કીમતી લેજર પેપરમાં, આ પુસ્તકનું સુંદર રીતે પ્રકાશન કરવા બદલ શ્રી હરિહર પુસ્તકાલયનો ઋણી છું.

મોડાસા, ૧–૩–૧૯૪૪ રમણલાલ સોની

# શ્રી રમણલાલ સોનીનાં પુસ્તકો

ચબૂતરો... ... ... ...[મૌલિક વાર્તાસંગ્રહ]
પૂંછડિયાંના પ્રદેશમાં... ... ...[સાહસની સળંગ વાર્તા]
માથનું દાન... ... ...[શાળાપયોગી ત્રિઅંકી નાટક]
રૂપાની ગાય... ... ...[ ,, નાટિકાઓ]
બાળકોનાં ગીતો... ... ... ...[બાળકાવ્યો]
પગલાં ભાગ ૧ થી ૪ ... ... ... ,,
બુધાકાકા... ... ... ... ...[બાળવાર્તાઓ]
શિશુકથા... ... ... ... ... ,,
મહર્ષિ દયાનંદ સરસ્વતી... ... ... ...[જીવનકથા]
હિંદ અને બ્રિટનનું રાજતંત્ર... ...[હાઈસ્કૂલો–કોલેજો માટે]
જગતના ઈતિહાસની વીરકથાઓ... ...[પ્રાથમિક શાળાઓ માટે]
જય ગરવી ગૂજરાત... [ગૂજરાતનો ઈતિહાસ] ...છપાય છે.
ઉપનિષદ કથામંગલ... ... ...[કથા-આખ્યાનો]
ભાગવત કથામંગલ... ... ... ,,
શરદવંદના... ... ...[શરદબાબુની વિચાર કણિકાઓ]
શરદવાણી... ... ... ...[શરદબાબુ કૃત]
સ્વામી... ... ... ... ,,
કાશીનાથ... ... ... ... ,,
વિરાહીતા... ... ... ... ,,
વિપ્રદાસ... ... ... ... ,,
અનુરાધા... ... ... ... ,,
શ્રીકાન્ત ભાગ ૧–૨–૩–૪ ... ... ,,
શ્રીમતી સીતા... ... ...[શ્રીકાન્ત પાંચમો ભાગ]
નગર લક્ષ્મી... ... ... ...[રવિન્દ્રનાથ ટાગોર કૃત]
બાતાસી... ... ...[ઉત્તમ બંગાળી ટૂંકી વાર્તાઓ]
લાલ પડછાયા... ... ...[ચીની જપાની વાર્તાઓ]

લંડનના ત્રણ નંબરના વોટર્લુ ચોકમાં ૧૮૬૨ના જાન્યુઆરીની ચૌદમી તારીખે રોયલ જ્યોગ્રોફિક સોસાયટીના હોલમાં માનવમેદની જામી હતી. સભાનો પ્રમુખ સર ફ્રાન્સિસ મ.... પોતાના માનવંતા સાથીદારો માટે મહત્ત્વની જાહેરાત કરી રહ્યો હતો. વચ્ચે તાળીઓના ગડગડાટ સંભળાઈ રહ્યા હતા. એ જાહેરાત પૂરી કરતાં રાષ્ટ્રગૌરવથી ઝલકતી તેજદાર જબાનમાં પ્રમુખે જણાવ્યું :

"આજદિન સુધી ઈંગ્લેંડનો આ નાનકડો બેટ, સારી આલમનાં સર્વ રાષ્ટ્રોમાં પોતાના જવાંમર્દ બચ્ચાઓને લીધે ભૌગોલિક શોધખોળોમાં પ્રથમ હરોલનું સ્થાન ભોગવી રહ્યો છે. તેનો જવાંમર્દ બચ્ચો આ દાક્તર ફરગ્યુસન એ સનાતન પ્રણાલિકાને ગૌરવાંકિત બનાવી રહ્યો છે. ("સાંભળો, સાંભળો !"ના પોકારો) તેમનું મહાપ્રયાણ વિજયી નીવડશે ("વિજયી નીવડશે જ !") તો આફ્રિકાના અંધારા ખંડ પર તેજના અંબાર પથરાશે. (તાલીઓના ગડગડાટ), અને ન કરે નારાયણ ને તે નિષ્ફળ જશે ("કદી નહિ, કદી નહિ") તો માનવજવાંમર્દીની તવારીખમાં તે સુવર્ણાક્ષરે અંકિત થઈ જશે." (તાલીઓનો અભૂતપૂર્વ ગડગડાટ) આવી ઝલકદાર વાક્ધારાથી ઉત્તેજિત થઈ માનવસમુદાય "શાબાશ, શાબાશ !" ની ઘોષણા કરવા લાગ્યો.

"શાબાશ! દાક્તર ફરગ્યુસન!" સોસાયટીના એક અતિ વૃદ્ધ સભ્ય બોલી ઊઠ્યા.

ઉત્સાહભર્યા અવાજો ધીરે ધીરે શમવા લાગ્યા, ને અંગ્રેજ નરનારીઓના કંઠે કંઠે વીર ફરગ્યુસનનું નામ ગૂંજવા માંડયું. એ ઘોંઘાટથી આખું સભાગૃહ ગાજી ઉઠયું.

સભાગૃહમાં પોતાના આનંદી સ્વભાવથી દુનિયાના ખંડે-ખંડમાં જાણીતા બનેલા ઇંગ્લેંડના પ્રસિદ્ધ એકલપંથી પ્રવાસ-ખેડુઓ હતા. શારીરિક, માનસિક કે નૈતિક રીતે નાના મોટા હોવા છતાં પણ તેઓ, હિંદનાં અસહ્ય ગરમી ને ક્વચિત્ રોગીષ્ટ હવાપાણીમાં તથા જંગલી જાતોના પ્રદેશોમાં માનવશરીરની સહનશક્તિની આખરી મર્યાદા સુધી ઘૂમ્યા હતા. પણ તેમાંનો એકે ય સર ફ્રાન્સિસ મ....ના ભાષણ દરમિયાન હૃદયનાં ધબકારાના વેગને રોકી શકયો નહિ; કારણ કે આજ સુધીનાં સોસાયટીનાં સર્વ ભાષણોમાં આ ભાષણે મેળવેલ સફળતા અભૂતપૂર્વ હતી.

પણ એક અંગ્રેજ બચ્ચાનો ઉત્સાહ કંઈ શબ્દોમાં જ સમાઈ જતો નથી. ત્યાં આવાં કાર્યો માટે લંડનની ટંકશાળ પૈસા પાડે તેના કરતાં ય વધુ ઝડપથી નાણું એકત્રિત થઈ જાય છે. સભામાં જ દાક્તર ફરગ્યુસન માટે નાણાં ઊભાં કરવાની અપીલ બહાર પાડવામાં આવી ને ત્યાંને ત્યાં જ ઉઘરાણાનો આંકડો અઢી હજાર પાઉન્ડ સુધી પહોંચી ગયો.

સોસાયટીના એક સભ્યે તો પ્રમુખને એમ પણ પૂછયું: "દાક્તર ફરગ્યુસનને અહીં વ્યાસપીઠ પર આણી ન શકાય?

"જરૂર." સર ફ્રાન્સિસે જવાબ દીધો.

"ઓ હો હો! આપણી સગી આંખે એવી મહાન વિભૂતિનાં દર્શન થઈ શકે તો તો આપણું સદ્ભાગ્યજ ને?"

"પણ ધારો કે દાક્તર ફરગ્યુસન નામની કોઈ વ્યક્તિ જ હયાતી ધરાવતી નહિ હોય તો?" કોઈકે પાછળથી કહ્યું.

"તો શું? તો તેને પેદા કરવી પડશે." આવી ગંભીર સોસાયટીના એક મશ્કરા સભ્યે કહ્યું.

"તો દાક્તરને વ્યાસપીઠ પર આવવાની વિનંતિ કરો." સર ફ્રાન્સિસે સરળ ભાવે કહ્યું.

પ્રેક્ષકોના કાન ફાડી નાંખે તેવા ગંભીર હર્ષનાદ વચ્ચે દાક્તર ઊભો થયો.

મધ્યમ ઉંચાઈ ને મધ્યમ બાંધાનો દાક્તર ચાલીસેક વર્ષની ઉંમરનો લાગતો હતો; મુખ પરની ગાઢ છાયા તેની અદ્ભુત વિદ્વત્તા પ્રગટ કરતી હતી. મોટી શોધો કરવાને જ જન્મેલ વ્યક્તિના જેવું આકર્ષક નાક, કઠોરને બદલે વધુ ગંભીર જણાય તેવી પાણીદાર આંખો, ને સપ્રમાણ તથા સ્થિર બાંધો; લાંબા હાથ તથા પગ; તેને કોઈ મહાન પ્રવાસખેડુની અદાથી જમીન સાથે ચોંટાડી રાખતા હતા.

દાક્તરના સારા શરીરમાં ઠંડી સ્વસ્થતા હતી. તેને જોઇને ભાગ્યે જ કોઇને એમ લાગે કે આફ્રિકાનો અંધારપછેડો વિદારવા આણે બીડું ઝડપ્યું છે.

જ્યાંસુધી દાક્તરે હાથ ઊંચો કરી શાંત રહેવાની નિશાની ન કરી ત્યાંસુધી હર્ષનાદ ચાલુ રહ્યો. વ્યાસપીઠ પરની આરામ-

ખુરશીએ પહોંચી જઈ મેદની પર આંખ ફેરવી લઈ, આકાશ તરફ જમણો હાથ ઊંચો કરી, તેણે ફક્ત એકજ શબ્દ ઉચ્ચાર્યોઃ

"આગેકદમ !"

બ્રાઇટ અને કોબ્ડનના વિખ્યાત વાણીપ્રવાહે કે બ્રિટનના કાફલાને બખ્તરસજ્જ કરવા લોર્ડ પામર્સ્ટને ફંડ માટે કરેલ અપીલોએ પણ આ એક શબ્દ જેટલી સફળતા કદીયે પ્રાપ્ત કરી નહોતી. સર ફ્રાંન્સિસની જોશીલી જબાન પણ સૌકોઈ ભૂલી ગયા. વ્યાસપીઠ પર દાક્તર ભવ્ય ને ગંભીર જણાતો હતો. તેણે જ સૌકોઈને મંત્રમુગ્ધ કરી નાખનાર શબ્દ ઉચ્ચાર્યો હતોઃ

"આગેકદમ !"

પણ, કોણ હતો એ દાક્તર ને તે એવી તે કઈ મોટી ધાડ મારવાનો હતો ?

જુવાન ફરગ્યુસનનો પિતા બ્રિટિશ કાફલાનો પ્રખ્યાત કપ્તાન હતો ને નાનપણથી જ તેણે ફરગ્યુસનને આ દિશામાં દોર્યો હતો. આ ચપળ અને નીડર બાળકમાં શોધક વૃત્તિ ને વૈજ્ઞાનિક કાર્યો તરફના અદ્‌ભુત પ્રેમનાં તેને તરત જ દર્શન થયાં. પોતાની જવાબદારી ઉઠાવવાની તેનામાં ગજબ શકિત હતી.

તદુપરાંત ઝંઝાવાતી સાગર પરના જવાંમર્દીભર્યા પ્રવાસોના વાચનની તેનામાં મહાન ભૂખ જાગી હતી. ઓગણીસમી સદીના પહેલા ભાગમાં થએલ શોધોની તવારીખ તેણે ખૂબ ઝીણવટથી તપાસવા માંડી હતી ને પરિણામે મંગો પાર્ક, બ્રુસ, કૈઇએ લવૈઆં તથા સેલકર્ક ને રોબીન્સન ક્રુઝો જેવાં પાત્રોના કીર્તિ-પ્રદેશમાં ઉડ્ડયન કરવાનું પણ તેને દીલ થઈ આવતું હતું.

બાળકની આવી સતેજ બુદ્ધિને પિતા સમુદ્રશાસ્ત્ર, ભૌતિકશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર, યંત્રશાસ્ત્ર તથા ખગોળના ઊંડા અભ્યાસથી વધુ જાગૃત કર્યે જતો હતો.

કપ્તાનના મૃત્યુ સમયે ત્રીશ વર્ષના ફરગ્યુસને પૃથ્વી-પ્રદક્ષિણા કરી લીધી હતી; બંગાળની લશ્કરી ટુકડીમાં સૈનિક બની સારી નામના પણ મેળવી હતી. પણ આજ્ઞાધારી સૈનિકના જીવનને બદલે આજ્ઞા દેનાર સેનાપતિનું જીવન જીવવાના તેને કોડ હતા. તેથી રાજીનામું દઈ કલકત્તાથી સુરત અને સુરતથી ઇ. સ. ૧૮૪૫માં કેપ્ટન સ્ટુઅર્ટની ટુકડીમાં જોડાઈ તે ઓસ્ટ્રેલિયા ગયો. ત્યાર પછી સન ૧૮૫૩ સુધી બહેરીંગની સામુદ્રધુની મારફત અમેરિકા ખંડની 'ફૅરવેલ' ભૂશિર સુધી જનાર કેપ્ટન મેક કલુરની ટુકડી સાથે તે ઘૂમ્યો હતો.

આમ દરેક પ્રકારની આબોહવા સહીને તથા અવિરત શ્રમથી ફરગ્યુસનનું શરીર ભારે ખડતલ બની ગયું હતું. માથું ફાડી નાખે તેવી ગરમી કે લોહી થીજાવી દે તેવી ઠંડી કે અવિરત શ્રમ–ગમે તે સામે તેનું લોખંડી શરીર કોઈ વીર રજપૂત યોદ્ધાના ગૌરવથી ટકી રહેતું.

ત્યાર પછી ઇ. સ. ૧૮૫૫થી ઇ. સ. ૧૮૫૭ સુધી તેણે શ્લાજીન્ત્વાઈ ભાઈઓ સાથે તીબેટના પૂર્વ ભાગમાં ભ્રમણ કર્યું.

આ બધીયે મુસાફરીઓ દરમિયાન તે દોઢ દોઢ લાખ નકલોના બહોળા ફેલાવાવાળા "ડેલી ટેલિગ્રાફ" પત્રનો ખબરપત્રી હતો.

લંડન, પારિસ, બર્લિન, વિયેના કે સેંટ પીટર્સબર્ગની એક પણ પ્રખ્યાત રોયલ જ્યોગ્રાફિક સોસાયટીનો, કે તેના મિત્ર

પ્રખ્યાત આંકડાશાસ્ત્રી ફેરબર્નવાળા રોયલ પોલીટેકનિક ઇન્સ્ટિટયૂશનનો પણ તે સભ્ય ન હતો; છતાં પણ તે ખૂબ જાણીતો હતો.

ફરગ્યુસન વિદ્વાનોનાં ટોળાંથી હંમેશ અલગ રહેતો. ચર્ચા કે વાતો કરવાને બદલે અવનવી શોધો કરવામાં જ તેને વખત કાઢવો ગમતો. તેનામાં આત્મવિશ્વાસ ખૂબ હતો. કદાચ તે નશીબવાદી પણ હતો; પોતાની મેળે આગળ ન જતા, પણ પ્રવાસનો પંથ જ જાણે આગળ ધકેલી રહ્યો હોય તેમ ધપતા એંજિનની માફક તેણે આજ સુધી પોતાના બધા પ્રવાસો પાર ઉતાર્યા હતા.

તે ઘણી વખત કહેતો કે "હું કંઈ પ્રવાસપંથને શોધતો નથી, પણ મારો પ્રવાસપંથ મને શોધે છે."

આટલું જાણ્યા પછી, રોયલ સોસાયટીના સભાગૃહમાંના હર્ષનાદો ઝીલતો, જે શાંતિ ને સ્વસ્થતાથી જરાયે ગર્વ સિવાય, તે ઊભો રહ્યો તે જાણી કોઈને નવાઈ નહિ લાગે. સર ફ્રાંસિસ પાસે પોતે રજુ કરેલી યોજના તેને મન તદ્દન સરળ હતી, પણ તેને તો કલ્પના પણ નહોતી કે તે આટલી બધી અસર ઉત્પન્ન કરશે.

સભા પછી 'પાલમાલ'માં આવેલ "પ્રવાસીગૃહ"માં તેને લઈ જવામાં આવ્યો અને ત્યાં રોયલ જ્યોગ્રોફિક સોસાયટીના બધા માનદ સભ્યો તથા આફ્રિકાની ધરતી ખૂંદી પામનાર સુપ્રસિદ્ધ પ્રવાસીઓ સાથે તેણે બાદશાહી ખાણું લીધું.

બીજે દિવસે 'ડેલી ટેલિગ્રાફ'ના પંદરમી જાન્યુઆરીના અંકમાં નીચેનું લખાણ છપાયું હતું :

"આજ દિન તક આફ્રિકાની ધરતી પર અંધારપછેડો પથરાઈ રહેલ છે. નાઈલ નદીનું મૂળ શોધી કાઢવાના પ્રયત્નને સામાન્ય જનતાએ દીવાસ્વપ્ન સમો ગણી કાઢયો છે.

"ડેનહામ અને કલેપર્ટને શોધી કાઢેલ રસ્તે ડો. બાર્થ સુદાન સુધી ગયો; ડો. લીવિંગ્સ્ટન અને એવા કેટલાએ નીડર સાહસિકો કેપ ઓફ ગૂડ હોપથી ઝાંબેઝીના સરોવર સુધી પહોંચ્યા; કપ્તાન બર્ટન અને સ્પેકે, અંદરના પ્રદેશોના મહા જલભંડારો શોધી આધુનિક સંસ્કૃતિ માટે ત્રણ માર્ગો ખુલ્લા કરી આપ્યા; આ બંને માર્ગો જ્યાં મળે છે તે આફ્રિકાનો હૃદયપ્રદેશ તો આજસુધી અજ્ઞાત છે. તેને પામવા માટે હરેક સાહસિક મથી રહ્યો છે.

"આજે વિજ્ઞાનના આ જવાંમર્દ જ્યોતિર્ધરોના પ્રયત્નને ડાક્તર સેમ્યુઅલ ફરગ્યુસનના અદ્દ્ભુત સાહસથી પ્રબળ વેગ મળે છે. તેઓશ્રીનાં ઘણાં પ્રવાસવર્ણનો અમારા વાંચકોએ આ પત્રમાં આજસુધીમાં વાંચ્યાં હશે.

"આ મર્દ મુસાફર પૂર્વથી પશ્ચિમ છેડા સુધી, આફ્રિકાના અજ્ઞાત હૃદયપ્રદેશ પર બલૂનમાં ઉડ્ડયન કરવા માગે છે. અમને મળેલ માહિતી સાચી હોય તો પૂર્વ દિશામાં આવેલ ઝાંઝીબાર ટાપુથી તેમની અભૂતપૂર્વ સફર શરૂ થશે, ને એકલી વિધિનેજ ખબર છે કે ત્યાંથી તેઓ ક્યાં આવી પહોંચશે !

"આવા વૈજ્ઞાનિક પ્રવાસની આધારભૂત ઘોષણા ગઈ કાલે રોયલ જ્યોગ્રાફિક સોસાયટી તરફથી કરવામાં આવી હતી. પ્રવાસનું ખર્ચ પૂર્ણ કરવા અઢી હજાર પૌંડનું ફંડ ઊભું કરવામાં આવ્યું છે."

જીનીવાની 'જ્યોગ્રાફિક સોસાયટી'ના ફેબ્રુઆરીના અંકમાં આ યોજનાની હાંસી પણ કરવામાં આવી. જો કે ગોથાથી ફરગ્યુસનના અંગત મિત્ર પીટરમેન તરફથી પ્રસિદ્ધ થતા માસિક "મિથૈ લુંજેને" જીનીવાના લખાણને ચૂપ કરી દે તેવું પ્રશસ્તિ-ભર્યું લખાણ લખ્યું.

પ્રવાસની તૈયારીઓ લંડનમાં ચાલતી હતી. બલૂનની બનાવટ માટે લિઓનના પ્રખ્યાત કારખાનાને ખાસ ટાફેટા તૈયાર કરવાનો ઓર્ડર અપાયો. ઉપરાંત બ્રિટીશ સરકારે કપ્તાન પેનેટવાળી "રેઝોલ્યુટ" સ્ટીમર પણ દાક્તરને માટે રોકી હતી.

ઉપરાંત યુરોપના ખૂણે ખૂણેથી પ્રોત્સાહન ને સૂચના દેતા પત્રોનો દાક્તર પર મારો વરસતો હતો. પ્રવાસની વિજય-શકયતાઓ, તેની મુશ્કેલીઓ, જરૂરી સાવચેતીઓ વગેરે વગેરે જે જે બાબત પર જેને જેને જે કંઈ જ્ઞાન હતું તેનાથી સૌ કોઈ દાક્તરને મદદ કરવા આતુર હતા.

"ઉત્તર અમેરિકન રીવ્યુ"એ આવું માન ઈંગ્લેંડને ફાળે જાય તે જોઈ પેટમાં બળવાથી આ યોજનાની મશ્કરી કરી, અમેરિકામાં તેની વિરૂદ્ધ વાતાવરણ ફેલાવવા પ્રયાસ કર્યો. તો જર્મનીમાં દાક્તરના મિત્ર માલ્ટ બ્રુને યોજનાને ખૂબ જ ઉમળકાભેર વધાવી લીધી.

દાક્તર ફરગ્યુસન નામની ખરેખર કોઈ વ્યકિત છે કે નહિ, આવો પ્રવાસ ખેડાવાનો છે કે પછી ગપ્પાં જ હંકાય છે, જો ખેડાવાનો હોય તો તે સફળ થવાની શકયતાઓ કેટલી છે, દાકતર ફરગ્યુસન જીવતો પાછો આવશે કે મરેલો વગેરે શંકાઓનું પ્રત્યક્ષ નિરાકરણ કરવા યુરોપના કેટલાયે માણસો લંડન અને ઈંગ્લેંડમાં આવી રહ્યા.

પછી તો ભણેલાં કે અભણ, વિદ્વાન કે બુદ્ધિહીન સૌ કોઈની મીટ દાકતર પર મંડાઈ. કોઈ પત્રકારે તો દાક્તર પાસેથી તેની સફળતા તથા નિષ્ફળતા પર નિવેદન માંગ્યું. પણ દાકતરે તો હળવેક રહી તેને ના પાડી. બલૂનને લગતી અનેક શોધો કરનારા પોતપોતાના સિદ્ધાન્તો લઈ દાક્તરની મદદે દોડી આવ્યા. પણ દાકતરે તો પોતાના જ સિદ્ધાન્તો શોધી કાઢયા હતા; તેથી તે તેનું સમગ્ર ધ્યાન પ્રવાસ–તૈયારીઓ પૂર્ણ કરવા પાછળ કેંદ્રિત કરી રહ્યો હતો.

## [ ૩ ]

આ દાક્તરને એક મિત્ર હતો. ખોળિયાં જુદાં પણ જીવ એક હોય તેટલી ગાઢી મિત્રતા તે બંને વચ્ચે હતી. તેનું નામ ડીક કેનેડી હતું. તે સ્વભાવે નિખાલસ, વજ્રનિશ્ચયી ને સાહસિક હતો. તે એડીનબરો પાસે 'લેથ' નામના એક સુંદર ગામમાં રહેતો હતો. તે જબરો શિકારી તથા અચૂક ગોલંદાજ હતો.

પૂરી છ ફૂટની ઉંચાઈ, કાળી ઝીણી તગતગતી આંખો, માંસલ ને ભરાવદાર શરીર, સ્કોટલેંડની ગિરિગહ્વરોમાં શિકાર પાછળ આથડી આથડીને તેના શરીરમાં વજ્ર શી સખ્તાઈ તથા ભીમ શી શક્તિ પેદા થઈ હતી.

આ બંને મિત્રો હિંદુસ્તાનમાં એકબીજાના અતિ નિકટ પરિચયમાં આવ્યા હતા. કલકત્તામાં એક જ ટુકડીમાં કામ કરતા. જંગલોમાં ડીક કેનેડી વાઘ, વરુ, સિંહ કે હાથીનો પિછો પકડતો, તો ફરગ્યુસન નાનકડા છોડવા ને જીવડાંના નિરીક્ષણ પાછળ ગુંથાઈ જતો. બંને પોતપોતાના કાર્યમાં કુશળ હતા. દાક્તરની આંખ આગળથી ભાગ્યે જ કોઈ નવો છોડ કે જીવડું અણનોંધ્યું પસાર થઈ શકતું, તો કેનેડીની ગોળી ભાગ્યે જ વાઘ, વરુ કે સિંહહાથીના નિશાનને છોડતી. એકબીજાનાં કાર્ય-ક્ષેત્ર એકબીજાને દૂરદૂર ખેંચતાં હોવા છતાં બંનેને એકબીજા માટે નિઃસીમ પ્યાર હતો.

 

ઈંગ્લૅંડ પાછા આવ્યા પછી, ડાક્તરના દૂરદૂરના પ્રવાસોને લીધે બંનેને મોટા ભાગે એકબીજાથી દૂર રહેવું પડેલું, પણ ડાક્તર પાછો આવે કે તરત જ પોતાના દોસ્ત પાસે પહોંચી જઈ એની સાથે થોડાંક અઠવાડિયાં આરામ અને આનંદમાં પસાર કરવાનું ચૂકતો નહિ. ડીક ભૂતકાળની વાતો કરતો તો ફરગ્યુસન ભાવિની તૈયારી કરતો; એક પાછળ જોતો તો બીજો આગળ જોતો. એકના દીલમાં સાગરના તળપ્રદેશ શી શાંતિ હતી, તો બીજાના દિલમાં સાગરની સપાટી પર ઘુઘવતાં મોજાંનો પ્રચંડ ઝંઝાવાત હતો—છતાં સાગરના તળિયાને અને સપાટીને સાંકળનાર એક જ મહા જલભંડાર માફક, બંને અતૂટ મૈત્રીસાંકળે જકડાએલ હતા.

દાક્તર તીબેટ જઈને પાછો આવ્યો ત્યારથી લાગલાગટ બે વર્ષો સુધી તેણે કંઈ નવી તૈયારીની વાત કરી નહોતી, એટલે કેનેડીને લાગતું કે ભાઈ હવે ઠેકાણે આવ્યા છે, પણ તે તો તેનું દીવાસ્વપ્ન જ હતું. જીવનભર શિકાર ખેલ્યા કરવાની મોજની વાતો કેનેડી દાક્તરને કર્યા જ કરતો; પણ તે બધાનો જવાબ દીધા સિવાય દાક્તર શાંત જ રહેતો–જાણે કે તે કંઈ ઊંડી ગણુતરીઓમાં ખૂંચી ગયો ન હોય! રાતદિન તે કંઈ કંઈ ચિત્રવિચિત્ર પ્રયોગો કર્યા કરતો ને તેનો અંગૂઠો તો કાયમ તેના વેઢા પર કૂદકા જ ભરતો રહેતો.

'તું આખો દિવસ શું વિચારમાં રહે છે?' જાન્યુઆરી મહિનામાં ફરગ્યુસન લંડન આવવા નીકળ્યો ત્યારે કેનેડીએ પૂછ્યું. પણ દાક્તરે સ્પષ્ટ જવાબ ન દીધો. તેના પ્રશ્નનો જવાબ તો ૧૫મી જાન્યુઆરીનું "ડેલી ટેલિગ્રાફ" વાંચ્યું ત્યારે જ તેને મળ્યો.

હાથમાંથી છાપું ફેંકી દઈ એકાએક તે બરાડી ઊઠયો : "મૂર્ખ, અક્કલનો ઓથમીર ! બલૂનમાં આફ્રિકા પાર કરવો છે! કર્યાં કર્યાં હવે ! બબ્બે વર્ષ લગી વિચારી વિચારીને આ જ વિચાર્યું ?"

ઘરના ઘરડા નોકરે કહ્યું : 'એ દાક્તર ફરગ્યુસન કોઈ બીજો જ હશે !' એ સાંભળી તે વધુ જોરથી બરાડ્યો : "શું હું એને નહિ ઓળખતો હોઉં કે તું ડાહ્યો થાય છે? જા અહીંથી. ભાઈને તો હવે પંખીની અદેખાઈ થવા માંડી છે! ભલે, પણ આકાશમાં જ ઊડવું હતું તો અહીં ઇંગ્લેંડમાં ક્યાં ઓછી જગ્યા હતી કે ત્યાં ઠેઠ આફ્રિકામાં કૂદકા ભરવા જવું પડે છે? નહિ, નહિ, આ નહિ ચલાવી લેવાય! ભાઈને તો કાલે આભની ટોચે અડવા વિચાર થશે, તે કંઈ એમ ચલાવી લેવાશે ?"

ને તે જ દિવસે સાંજે હાથમાં થેલી લઈ અર્ધો મુંઝાતો ને અર્ધો ઉશ્કેરાયેલો કેનેડી લંડન જવા ઊપડ્યો.

લગભગ નવ વાગતાં તો ગ્રીક શેરીમાંના સોહો ચોકમાં આવેલ દાક્તર ફરગ્યુસનના નાનકડા ઘર આગળ તેની ગાડી આવી ઊભી રહી. ગાડીમાંથી ઊતરી, ગાડીવાળાને પૈસા ચૂકવી ડીકે જોરથી બારણું ખખડાવ્યું.

"કોણ ડીક કે?" અંદરથી જ બારણાના જોશીલા ખડખડાટ પરથી ડીકના આગમનને કલ્પી ફરગ્યુસને પૂછયું.

"હા, પહેલાં બારણું તો ખોલ !"

ફરગ્યુસને બારણાં ખોલતાં જ કહ્યું : "હું ધારતો જ હતો કે તું આવશે !"

"ધાર્યો એ તો! આ શું સાચું લખે છે?" કહી ડીકે હાથમાંથી "ડેલી ટેલિગ્રાફ"નો અંક ફગાવ્યો.

"અરે, એ તો બધાં અમસ્થાં બણુગાં ફૂંકે છે. પણ તું બેસ તો ખરો."

"એમ મને છેતર નહિ. આ સાચું છે?"

"સાચું જ તો." દાક્તરે ધીમેથી કહ્યું: "મારી તૈયારીઓ ધમધોકાર શરૂ થઈ છે ને હું........"

"મને બતાવ તો ખરો એ બધું....એટલે પહેલાં તેના જ ટુકડે ટુકડા કરી નાખું." કેનેડી ખરેખરો ઉશ્કેરાઈ ગયો હતો.

"પણ દોસ્ત, જરા ધીરો તો પડ." દાક્તરે તેનો હાથ પકડી ધીરેથી કહ્યું: "મને લાગે છે કે તું હજી મારી નવી યોજના બરાબર જાણતો નથી."

"જોયો ન હોય મોટી નવી યોજનાવાળો! આ છાપું ન હોત તો મને તેની ખબર કયાંથી પડવાની હતી?"

"એમ હોય કંઈ? મારે તને અહીં તેડાવવો જ હતો, કારણ કે મારે તો તને સાથે લઈ જવો છે.'

"તો શું તું એમ માને છે કે તારી સાથે મારે ય ગાંડાની ઈસ્પિતાલમાં ભરતી થવું?

"અરે ડીક, મેં તો બધાયને પડતા મૂકી તને જ પસંદ કર્યો છે. જો તું દશ જ મિનિટ શાંત રહે તો મારી વાત તને સમજાશે."

"પણ જવાની વાત શું ખરેખર સાચી છે?"

"સાચી જ, એમાં શંકાને સ્થાન છે જ નહિ."

"હું સાથે ન આવું તો ?" ડીક કેનેડીએ મુદ્દો ઊભો કર્યો.

"પણ તું આવવાનો જ છે."

"છતાં પણ ધાર કે હું ન આવું, તો ?"

'તો હું એકલો જઈશ." મુખાકૃતિ બદલ્યા સિવાય દાક્તરે ભારપૂર્વક જણાવ્યું.

"જો એમ જ હોય તો શાંતિથી બધી વાત માંડીને કર" કેનેડીએ નરમ થઈને કહ્યું.

"જો તને કંઈ વાંધો ન હોય તો જમતાં જમતાં જ વાત કરીએ." બંને જણા એક નાનકડા મેજ આગળ સામસામા જમવા બેઠા.

"સેમ્યુઅલ! તારા સાહસમાં નરી મૂર્ખતા સિવાય બીજું કંઈ છે ?" ડીક કેનેડીએ શરૂઆત કરી.

"તે તો પ્રયત્ન કર્યે ખબર પડે."

"પણ આમાં પ્રયત્ન કરવા જેવું જ ક્યાં કંઈ છે ? એમાં કેટકેટલી મુશ્કેલીઓ ને અશક્યતાઓ છે ?"

"મુશ્કેલીઓનો તો:" દાકતરે ખૂબ ગંભીર થઈ કહ્યું: "મર્દોએ સામનો કરવો જ રહ્યો. જીવનના હર પગથીએ મુશ્કેલીઓ જ ભરેલી પડી છે. ભયની વાત કરે તો જીવનમાં કયાં ભય નથી ? માથા પર હેટ મૂકવામાં પણ અંદર વીંછી હોવાનો કે સીગારેટ પીતાં દાઝી જવાનો ડર છે. અને સિંહવાઘનો શિકાર કરનાર ડરની વાત કરે ? અશકયતાઓને તો વૈજ્ઞાનિક મદદથી દૂર કરી શકાઈ છે. આપણે તો મહાપ્રવાસના ખાલી નિમિત્ત જ બનવાનું. ઝંઝાવાતી સાગરમાં ઉચ્ચ ધ્યેય રાખી આપણે તો

ઝુકાવવાનું છે. આપણી નેકી સાફ હશે તો મુશ્કેલી અને ભયમાં મદદ કરનારા ઘણા પડ્યા છે—છેવટ ભગવાન તો છે ને!"

"તું તો નસીબવાદી જ રહ્યો," કેનેડીએ ખભા હલાવી કહ્યું.

"હા, નશીબવાદી ખરો, પણ તે શબ્દના પૂરા અર્થમાં. પૂર્ણ પુરૂષાર્થ એ આપણી ફરજ. પુરૂષાર્થની મંઝિલ પર ખપી જવું તે માનવધર્મ. ને તેનું પરિણામ? તે તો દેનાર દેશે. મારો ને તારો અધિકાર તો કાર્ય કરવાનો છે, ફળ માગવાનો નહિ."

આ દલીલનો કેનેડી પાસે કોઇ જવાબ નહોતો, છતાંયે એક કલાક સુધી દલીલોની ઝડીઓ ને વિગતોની ચકાસણી પછી કેનેડીએ પૂછ્યું: "પણ જો તારે આફ્રિકા પાર જ કરવો હોય તો પછી સીધાસાદા માર્ગે શા માટે ન જવું?"

"સીધાસાદા માર્ગે?" જરાક પ્રોત્સાહિત થઇને દાક્તર બોલ્યો: "એટલા માટે કે આજ સુધીના સર્વ પ્રયત્નો સફળતાના દૃષ્ટિબિંદુથી ધૂળમાં રોળાયા છે. એટલા જ માટે કે નાઇઝર પાસે મંગોપાર્ક મરાયો, વાડૈમાં વોગેલ ખોવાઈ ગયો, ઉડની મંર્મૂર પાસે મરાયો, ક્લેપર્ટન સેકાટુમાં મૃત્યુપથારીએ પોઢયો, ફ્રાંસે મૈઝાનના રાઈરાઈ જેટલા ટુકડા થઈ ગયા, તુઆરેગોએ મેજર ટુંગને મારી નાખ્યો, ઈ. સ. ૧૮૬૦ની શરૂઆતમાં રોશેર દ હામ્બુર્ગ મરાયો ને એવા કંઇક વિરલાઓની શહાદતની કેસરી ચાદર અજ્ઞાત આફ્રિકન ધરતી પર પથરાઈ છે; કારણ કે કુદરતી તત્ત્વો, ભૂખ, તરસ, જ્વર, હિંસક પ્રાણીઓ ને તેથીયે વધારે હિંસક માનવીઓ સાથે સાધનહીન સંગ્રામ ખેલવો અશક્ય છે. એટલે જે એક રીતે નથી થતું તે બીજી રીતે થવું જોઇએ. કારણ કે જો તેની વચમાં થઇને કે પડખે થઇને પસાર ન થઇ

શકાય તો જ્યાં તેમનાથી કદી પણ ન પહોંચી શકાય તેટલી અતિ ઘણી ઉંચાઇએથી પસાર થવું જોઇએ!"

"હું...."

"ઉપરાંત તું ધારે છે તેવી બધી યે મુશ્કેલીઓનો સામનો કરવાની મેં તૈયારીઓ કરી રાખી છે. વળી, ગમે તે ગણતરીથી વિચારી જોતાં મને વિશ્વાસ છે કે મારૂં બલૂન મને દગો નહિ દે."

"પણ દે તો...."

"ભાઇ ડીક, એ બને જ નહિ. આફ્રિકાના પશ્ચિમ કિનારે પહોંચ્યા સિવાય મારા બલૂનથી હું છૂટો નહિ પડું. તે હશે તો બધુંય શક્ય છે; તેના સિવાય હું નિઃસહાય છું. તે હશે તો ગરમી, પવન, વંટોળીઆ, વરસાદ, હિંસક પ્રાણીઓ કે જંગલી મનુષ્યોનો મને જરા પણ ડર નથી. મને ગરમી લાગશે તો ઊંચે ચડીશ, ઠંડી લાગશે તો નીચે ઉતરીશ. પર્વતોને ટપી જઈશ; નદીનાળાં ઓળંગી જઈશ; વાદળાં વીંધીને જઈશ; પવનને પંખીની પેઠે પાંખે ચડાવીશ. બિનરોક, બિનટોક હું મુસાફરી કરીશ. નિત્ય નવીન પ્રદેશો પર ઝંઝાવાતની ઝડપે ઊડ્યો જઈશ ને મારી આંખો આગળ આફ્રિકાનો અંધારપડદો ચીરતો જઈશ."

આવું વર્ણન સાંભળી કેનેડી પણ પ્રોત્સાહિત થઈ ગયો; ઘડીભર તો તેને થઈ ગયું કે થવાનું હોય તે થાય, પણ આવું સદ્ભાગ્ય ક્યાંથી?

"પણ પૂર્વથી પશ્ચિમ તરફ શા માટે?" તેણે શંકા કરી.

"કારણ કે તેમ કરીને હું હંમેશ સ્થિર રહેતા (ટ્રેઈડ વીન્ડઝ્) વ્યાપારવાયુનો ઉપયોગ કરવા માગું છું."

"હાં....એ ખરું કહ્યું. એમાં કંઈક દમ લાગે છે..." કેનેડીએ વિચાર કરી કહ્યું.

'એમાં દમ છે એટલું જ નહિ, પણ તે બધુંય છે. બ્રિટિશ સરકારે મને એક સ્ટીમર પણ સોંપી છે; વળી પશ્ચિમ કિનારે મારા આવી પહોંચવાના ધારેલા સમયે ત્રણ ચાર સ્ટીમરો હમેશ મારી રાહ જોતી ફરતી રહેશે. ત્રણેક મહિનામાં આપણે ઝાંઝીબાર પહોંચીશું ને ત્યાંથી આપણા બલૂન ગોળાને ચાલુ કરી આપણે ઊપડીશું...."

"આપણે!" ડીકે આશ્ચર્યથી કહ્યું.

"કેમ? હજી તને કંઈ વાંધો છે?"

"મને તો એકહજાર ને એક વાંધા છે. તેં મરજી પ્રમાણે ચડવા ઉતરવાનું કહ્યું, તે અંદરનો ગેસ ઓછો કર્યા સિવાય કેમ બનશે?"

"ત્યાં જ ખરી મઝા છે." ફરગ્યુસને આનંદિત થઈને કહ્યું: "ગેસનું એક પણ પરમાણુ જવા દીધા સિવાય હું ઊંચે નીચે આવજા કરીશ."

"પણ તે બનશે કેવી રીતે?"

"એ જ તો મારી ગુપ્ત શોધ છે. વિશ્વાસ રાખ! આગે કદમ!" તાલમાં તાલ મિલાવી શિકારી પણ બોલી ઊઠ્યો:

"આગે કદમ!"

છતાં પણ શક્ય તેટલા સર્વ ઉપાયે દાક્તરને અટકાવવાનો તેનો નિર્ણય કાયમ હતો.

## ૪

ઊપડવાની જગાનો ફરગ્યુસને બરાબર વિચાર કર્યો હતો. ઝાંઝીબારની પસંદગી કંઈ એમને એમ નહોતી થઈ. આ બેટ આફ્રિકાની પૂર્વ તરફ વિષુવવૃત્તની દક્ષિણમાં ૬° એટલે ૪૨૦ માઈલ જેટલે દૂર આવેલો હતો. આ જ ટાપુએથી નાઈલનું મૂળ શોધવા ગએલી ટુકડીએ પ્રયાણ શરૂ કર્યું હતું.

અહીં એ જાણવું જરૂરી છે કે આફ્રિકાના પ્રયાસ માટે દાક્તરે કયો માર્ગ નક્કી કર્યો હતો. મુખ્ય બે માર્ગ હતા. ઈ. સ. ૧૮૪૯ માં ડોકટર બાર્થે લીધેલાં, અને ઈ. સ. ૧૮૫૮માં બર્ટન તથા સ્પેકે લીધેલો તે.

ડોકટર બાર્થ ઓવરવેગ રીચાર્ડસનને ત્યાંથી આગળના પ્રદેશ માટે ડેનહામ, કલેપર્ટન તથા ઉડનીની ઈ. સ. ૧૮૨૨ તથા ઇ. સ. ૧૮૨૪ ના પ્રવાસો સિવાય વધુ કોઈ માહિતી નહોતી. ત્રણે જણા ટયુનીસ, ટ્રિપોલી તથા ત્યાંથી ફેઝનના મુખ્ય શહેર મૂર્ઝક આવ્યા. અને ત્યાંથી સીધા કાટખૂણે જવાની દિશા છોડી દઇ તેઓ પશ્ચિમ બાજુ ઘાટ તરફ વળ્યા. ત્યાં રસ્તામાં હજારો વિટંબણાઓ સહન કરતા કરતા તેઓ આસ્એનના વિશાળ રણદ્વીપે ઓકટોબર થતાં પહોંચ્યા. ત્યાં ડો. બાર્થ તેના મિત્રોથી છૂટો પડયો. અને અઘાડે શહેર થઈ બારમી ડિસેમ્બરે પાછો આવી ટુકડીને મળ્યો. ડામર્ગુ પ્રાંતમાં પહોંચ્યા

પછી ત્રણે જુદા પડયા. બાર્થે કાનોનો માર્ગ લીધો તથા અકથ્ય ધીરજ રાખી કીમતી ભેટસોગાદો દેતો દેતો આગળ ચાલ્યો.

તાવથી ખૂબ પીડાતો હોવા છતાં, સાતમી માર્ચે તેણે એકજ ચાકર સાથે કાનો છોડયું. તેનું મુખ્ય લક્ષ્ય સાડી ત્રણસો માઇલ દૂર આવેલ ચાડ સરોવર હતું. ત્યાંથી પૂર્વ તરફ જતાં તે આફ્રિકાના મધ્ય સામ્રાજ્યના કેંદ્રસમા ઝુરીકોલો શહેરમાં પહોંચ્યો. ત્યાં તેને થાક અને એકલતાથી મોતને શરણ થએલ રીચાર્ડસનના અંતિમ સમાચાર મળ્યા. ત્યાંથી તે બોર્નૂના મુખ્ય શહેર કૂકા પહોંચ્યો. છેવટે ૧૪ એપ્રિલે ટ્રિપોલી છોડ્યા પછી સાડાબાર મહિને તે ગોનું શહેર પહોંચ્યો.

ઑગસ્ટમાં તે કૂકા પાછો આવ્યો. ત્યાંથી માન્ડારા, આર્ઘીમી, કાનેમ થઈ પૂર્વમાં ૧૭'.૨૦' પર આવેલ માસેના સુધી જવા તેનો વિચાર હતો.

૨૫, નવેંબર, ૧૮૫૨ ને રોજ તેના છેલ્લા સાથીદાર ઓવરવેગના મૃત્યુ પછી પશ્ચિમ તરફ સોકોટો થઈ, નાઈઝર પસાર કરી ટુમ્બકટુ શહેરમાં તે આઠ મહિના હેરાન થયો. તેના ખૂનના પ્રયત્નો થતા હતા એટલે છેવટે ઈ સ. ૧૮૫૪ના માર્ચે ટુમ્બકટુ છોડી નવેંબરમાં કાનો ને ત્યાંથી કૂકા આવી, ડેનહામનો માર્ગ લઇ ઓગસ્ટ ૧૮૫૫ના અંતમાં તે ટ્રિપોલી પહોંચ્યો ને ત્યાંથી ૬, સપ્ટેંબરે આફ્રિકામાં તેના બે સાથીદારોને પોઢાડી તે લંડન પહોંચ્યો.

આમ ડો. બાર્થનો મહાન પ્રવાસ પૂર્ણ થયો.

હવે આપણે બર્ટન અને સ્પેકે પૂર્વ આફ્રિકામાં શું કર્યું તે જોઈએ.

નાઇલના મૂળ પાસે જવા મથતી એક પણ ટુકડીને આ અદ્ભુત નદીના મૂળનો પત્તો લાગ્યો નહોતો. ઇ. સ. ૧૮૪૦ માં મહમદ અલીની સરદારી નીચેની ટુકડી ગોંડોકોરો, (૪૦ ને ૫૦ ઉત્તર વચ્ચે) સુધી અટકી હતી. ત્યાર પછી ઇ. સ. ૧૮૫૫માં બ્રુન રોલેટ નામનો સુદાનનો કોન્સલ (૪૦ ઉત્તર) યાકુબ નામના વેપારીના નામ નીચે હાથીદાંતનો વેપાર કરતો કરતો બાલેનીયા પહોંચ્યો. ત્યાંથી તે માંદો પડી કાર્થુમ ગયો ને ત્યાં ઇ. સ. ૧૮૫૭માં મરણ પામ્યો.

ઇજીપીના ડો. પેને એક નાનકડી સ્ટીમરમાં ગોન્ડોકુરોથી પણ એકાદ ડીગ્રી નીચે ગયો ને ત્યાંથી મરતો મરતો કાર્થુમ પાછો આવ્યો. તેજ રીતે વેનીસનો મીઆની કે માલ્ટાનો આન્દ્રીઆ ડેબોનો પણ નાઇલના મૂળને ન પહોંચી શકયા.

ઇ. સ. ૧૮૫૯ માં રાતા સમુદ્રમાં થઇને ફ્રેંચ સરકારી કામ બાબત, ગુઇરગેમ લે જીન કાર્થુન થઈ એકવીશ નોકરો ને વીશ સૈનિકો સાથે નાઇલ પાસે ઉતર્યો. તે પણ ગોન્ડોકુરોથી આગળ ન ગયો.

ઈ. સ. ૧૭૬૮ થી ઈ. સ. ૧૭૭૨ સુધીમાં એબીસીની-યાના માસુઆહ બંદરેથી ટીગ્રે સુધી ગયો, ને એકસુમના અવશેષ ચિહ્નો જોયાં.

ઈ. સ. ૧૮૪૪માં ડો. કામ્ફે જંગબારના કિનારે મોંબાસાથી રેબમેન સાથે જઇ, ત્રણસો માઇલ દૂર બે પર્વતો જોયા. તે પર્વતો તે કેન્યા ને કીલીમાંઝરો.

ઈ. સ. ૧૮૪૫ માં ફ્રેંચ મૈઝાં ઝાંઝીબાર પાસેના બાગા-માયો થઈ ડેઝ-લા-મોરા પહોંચ્યો. ત્યાં તેનું ખૂન થયું.

ઈ. સ. ૧૮૫૯ ના ઓગસ્ટમાં હેમ્બર્ગનો જુવાન રોશર અરબ વેપારી કાફલા સાથે ન્યાસા સરોવર સુધી ગયો. ત્યાં ઉંઘમાં તેનું ખૂન થયું.

ઈ. સ. ૧૮૫૭ માં બંગાળી લશ્કરના બર્ટન અને સ્પેકને લંડનની રોયલ જ્યોગ્રાફિક સોસાયટીએ આફ્રિકાના વિશાળ સરોવરની તપાસ અર્થે મોકલ્યા. ૧૭ મી, જુને ઝાંઝીબાર છોડી તેઓ સીધા પશ્ચિમમાં ચાલી નીકળ્યા. ચાર ચાર મહિનાઓની અસહ્ય યાતનાઓ વેઠી માલ તથા નોકરો ખોઈ બેસી તેઓ કાફલાના કેન્દ્ર સમા કાઝેહ પહોંચ્યા. ત્યાંથી તેઓ ૩° અને ૮° દક્ષિણ વચ્ચે આવેલ ટાંગાન્યિકા સરોવર તરફ ચાલી નીકળ્યા. ૧૪, ફેબ્રુઆરી, ૧૮૫૮ ના દિવસે ત્યાં પહોંચી ૨૬ મી મેના રોજ તેઓ પાછા ફર્યા ને ૨૦, જુને કાઝેહ પહોંચ્યા. ત્યાં બર્ટન માંદો પડયો; તે દરમિયાન સ્પેક ઉત્તરમાં ત્રણસોએક માઈલ જઈ આવ્યો ને ૨૫ મી ઓગસ્ટે પાછો ફર્યો. ત્યાર પછી બંને ઝાંઝીબાર તરફ ચાલી નીકળ્યા ને બીજા વર્ષના માર્ચમાં ત્યાં પહોંચ્યા.

દાક્તર ફર્ગ્યુસને જણાવ્યું કે ૨° કે ૨૯° પૂર્વને પસાર કરવાની તેમને જરૂર નથી. તેઓને તો બર્ટન, સ્પેક અને બાર્થના પ્રવાસોને સંયુક્ત કરી વચ્ચેના માર્ગે ચાલવું હતું.

## ૫

દાક્તરની જવાની તૈયારીઓ માટે ઉતાવળ કરી રહ્યો હતો. પોતાના બલૂનની રચનામાં કોઈને પણ દર્શાવ્યા સિવાય તેણે કેટલાક ખાસ ફેરફારો કર્યા હતા. ઉપરાંત અરબી તથા આફ્રિકાના મધ્ય પ્રદેશોની તલપદી ભાષાના દઢ શબ્દપ્રયોગોનો તેણે અભ્યાસ કર્યો હતો. નવી ભાષા ગ્રહણ કરવાની તેની શિઘ્ર શક્તિથી તે આ દિશામાં ખૂબ આગળ વધી ગયો હતો.

ડીક કેનેડી દાક્તરથી એક પળ પણ વિખૂટો પડતો નહિ. કારણ કે તેને ડર હતો કે દાકતર તેને પણ કહ્યા સિવાય ઉપડી જાય. તે દાકતરને આ સાહસ ન કરવા માટે જુદી જુદી રીતે સમજાવ્યા કરતો, પણ તેથી દાકતરના નિર્ણયમાં જરા પણ ફરક પડયો નહિ. પરિણામ એ આવતું કે, દાકતરને પોતાના તરફ ખેંચવાને બદલે તે પોતે દાકતર તરફ ખેંચાયો.

ડીકને ખાસ મુંઝવણ તો એ થયા કરતી કે દાકતર તેની હા નાની પરવા કર્યા સિવાય આફ્રિકાના ઉડ્ડયનમાં તેને સાથીદાર ગણીનેજ બધી યોજનાઓ કર્યે જતો. કેનેડી સાથે ઉડ્ડયનની વાતો કરતી વખતે તે વારવાર "આપણે" સર્વનામનોજ ઉપયોગ કર્યા કરતો : "આપણે ઉડીશું, આપણે જઇશું....વગેરે"

પોતે નથી જ જવાનો તેની મનમાં પાકી ખાતરી હોવા છતાં પણ તેના દોસ્તની વિરૂદ્ધ જવાનું તેને મન થયું નહિ.

વચ્ચે તો એડીનબર્ગ જઇ તે પોતાનાં હથિઆરો પણ લઈ આવેલો. છતાંએ તેના દિલમાં દિનરાત મુંઝવતા સવાલો ઉઠતાઃ ....નાઇલનું મૂળ નહિ શોધાય તો શું દુનિયા અટકી જવાની છે? ....આ શોધથી દુનિયાને શો ફાયદો થવાનો છે?....માનો કે આ સાહસ સફળ થાય, આ અંધારા ખંડમાં સંસ્કૃતિની તેજધારા વહે, તો ત્યાંની પ્રજા આજે છે, તે કરતાં શું વધુ સુખી થશે?....અને સંસ્કૃતિનો દાવો શું એકલા યુરોપે જ પોતાને હવાલે રાખ્યો છે? ધારો કે તેમ હોય તો પણ શું આ કાર્ય હમણાં ને હમણાં નહિ થાય તો શું ખાટું મોળું થાય તેમ છે?....આલમની તવારીખમાં કોઈ એકાદ દિવસે તો એ અંધારપછેડો જરૂર ઉઘડવાનો જ છે, ને તે પણ વધુ આસાનીથી. એકાદ માસ મહિનો, એકાદ વર્ષ કે એકાદ દશકા પછી કોઇ પ્રવાસભૂખ્યો એકલીઓ જરૂર જાગશે. આવા ને આવા પ્રશ્નોની હારમાળાથી તે પોતાના નિર્ણયમાં મકકમ થતો જતો.

કયારેક વાતવાતમાં આવી કોઇ શંકાને દાક્તર પાસે પ્રગટ કરી દેતો તો દાકતર જરા અધીરો થઈ બોલી ઉઠતો :

"કેનેડી તુ શું એમ ઈચ્છે છે કે આવા મહાન સાહસની વિજયમાળ આપણા કંઠે ન આરોપાય? ને તે પણ માત્ર સામાન્ય મુશ્કેલીઓથી ડરી જઈ ને? અને રોયલ જ્યોગ્રાફિક સોસાયટી તથા સરકારે–બ્રિટાનિયાએ મારામાં જે ઇતબાર રાખ્યો છે તેને શું બેવફા નીવડવું? પ્રિય દોસ્ત! મને દુઃખ થાય છે કે ઘનઘોર જંગલમાં વિકરાળ વાઘ, સિંહનો પિછો પકડનાર કેનેડી સામાન્ય મુશ્કેલીઓની કલ્પનાથી ડરી જાય છે.

"પણ...."કેનેડીને આવો "પણ" ફાવી ગયો હતો.

"પણ શું ?" ડાક્તર તરતજ કહેતો : "તું શું જાણતો નથી કે આપણા પ્રવાસના સાફલ્યમાં કોઈ શંકાને સ્થાન જ નથી ? અને તને શું ખબર નથી કે આ મોકો જો આપણે ચૂકયા તો તેને ઝડપી લઈ અમર નામના પામવાના ઈંતેજાર મર્દોનો સૂરજ હજી યૂરોપમાં આથમી નથી ગયો ?"

બંને ઘડીક શાંત રહ્યા.

"તો પછી ?" ફરી ફરગ્યુસને શરૂઆત કરી : "શંકાઓ જવા દે ને આ નકશામાં નાઈલના માર્ગે શરૂ થતો ગોન્ડોકુરો સુધી મારી પાછળ આવ."

"હું." નકશા પર આંગળી ફેરવતા ડીકને થઈ આવ્યું કે સાચી મુસાફરી પણ આ નકશા પરની મુસાફરી જેટલી સહેલી હોય તો !

"આ કંપાસના એક પાંખડાને તે ગામ પર મૂક. ત્યાંથી ઝાંઝીબારની દરિયાઈ દિશામાં ૬° દક્ષિણ અક્ષાંસ શોધી તેની સમાંતરે ચાલી કાઝેહ શોધી કાઢ. જડયું ?"

"હા." કેનેડીએ ધીરેથી કહ્યું.

"ત્યાંથી ૩૩° રેખાંશ ઉંચે ચડી ઓકેરઉએ સરોવર પાસે આવ, તેની જમણી બાજુ સુધી કેપ્ટન સ્પેક આવ્યો હતો."

"જો સાવધ રહેજે. તું એ સરોવરની પાસે આવી પહોંચ્યો છે. જરાક આગળ વધ્યો તો સરોવરમાં ડૂબી જઈશ." ડીકે હસીને કહ્યું.

"આ સરોવરનો નીચલો છેડો લગભગ ૨°૩૦' દક્ષિણ અક્ષાંસે આવેલ છે. ત્યાંથી હું માનું છું કે તેનો ઉત્તર ભાગ ઠેઠ વિષુવવૃત સુધી ઉત્તરમાં લંબાતો હશે."

"હશે."

"અને તે ભાગમાંથી હું માનું છું કે પાણીનો પ્રવાહ વહેતો હશે. તે પ્રવાહ ખુદ નાઇલ ન હોય તો છેવટ નાઈલને મળતો તો હશે જ."

"બરાબર."

"હવે તારા કંપાસનું બીજું પાંખડું ઓકેરેઉએ સરોવરના ઉત્તર છેડા પર મૂક."

"મૂક્યો."

"કંપાસના બે પાંખડાં વચ્ચે કેટલી ડીગ્રી અંતર હશે?"

"લગભગ બે ડીગ્રી હશે."

"તેનો અર્થ શું ખબર છે?"

"બિલકુલ નહિ." ડીકે માથું ધુણાવી કહ્યું.

"એનો અર્થ એ કે લગભગ સવાસો માઈલનું અંતર થયું. ને સવાસો માઈલ એટલે ખાસ કંઈ જ નહિ."

"અને અત્યારે શું થઈ રહ્યું છે, તને ખબર છે?" ડાક્તરે શરૂ કર્યું.

"બિલકુલ નહિ."

"હું, તો સાંભળ. એ કે જોયેલ આ સરોવરને પાર કરવાનું કામ અતિ મહત્વનું હોવાથી, રોયલ જ્યોગ્રાફિક સોસાયટીએ કેપ્ટન સ્પેક તથા હિંદુસ્તાનમાં નોકરી કરતા કેપ્ટન ગ્રાંટની સરદારી નીચે એક મોટી ટુકડીને રવાના કરી છે. આ ટુકડીને સરોવર પાસે થઇ, વિષુવવૃત પસાર કરી

ગોન્ડોકુરોજવાનું છે. ઇ. સ. ૧૮૬૦, ઓકટોબરના અંતમાં તેઓ તેમની મુસાફરી શરૂ કરવાના હતા. તે દરમિયાન ખાર્ટુમમાં સરકારી કોંસલને એક નાનકડી સ્ટીમરમાં જરૂરી સાધનો સાથે ગોન્ડોકુરોજવાનું ફરમાવવામાં આવ્યું છે. તે સ્ટીમર ગોન્ડોકુરો આગળ સ્પેકની ટુકડીની રાહ જોશે. ઉપરાંત આ લોકો જે વખતે નાઇલના મૂળની શોધમાં આથડતા હશે, તે વખતે બીજા પ્રવાસ ખેડુઓએ આફ્રિકાના હૃદયપ્રદેશમાં જવાની પણ હામ ભીડી છે."

"પગે ચાલતા?" કેનેડીએ પૂછ્યું.

"હા, પગે ચાલતા. વિષુવવૃત નીચે આવેલ જોબ નદી મારફત પશ્ચિમમાં જવાનું ડો. કાર્ફે નક્કી કરી નાખ્યું છે. બેરન ડેકન તો મોંબાસાથી નીકળી કેન્યા ને કીલીમાંજારો પર્વત સુધી પહોંચી ગયો છે. ને ત્યાંથી તે મધ્ય ભાગ તરફ વળવાનો છે."

"તે પણ પગે ચાલીને?" કેનેડીથી પૂછયા સિવાય ન રહેવાયું."

"હા. તે પણ પગે ચાલીને. કયારેક ઘોડા કે ખચ્ચર પર બેસવાનું મળે."

"એ મને ગમ્યું." શિકારીએ ગમતી વાત જાહેર કરી.

"ઉપરાંત, ખાર્ટુમમાંનો ઓસ્ટ્રીયન નાયબ કોન્સલ હોગ્લીન પણ, ડો. બાર્થને મળવા માટે ૧૮૫૩ માં સુદાન મોકલવામાં આવેલા પ્રવાસી વોગેલની તપાસમાં જવા માટે ટુકડી તૈયાર કરી રહ્યો છે. હોગ્લીન જુનમાં ઉપડી, વોગેલની

શોધ કરતો કરતો, નાઈલ ને ચાડ સરોવર વચ્ચેના બધા પ્રદેશોનો, એટલે કેપ્ટન સ્પેક અને ડો. બાર્થના પ્રદેશોનો પ્રવાસ કરશે. આમ થશે ત્યારે જ આફ્રિકાને પૂર્વ, પશ્ચિમ પાર કરવામાં આવશે."

"ઓહ! આમ બધું થતું જ હોય તો પછી આપણા માટે કંઈ કરવાનું બાકી જ ક્યાં રહે છે?" કેનેડીએ કહ્યું.

આ સવાલનો કંઇ પણ જવાબ દીધા સિવાય ડાક્તરે ખભા હલાવી સંતોષ માન્યો.

૬

જોન, ડાકતર ફરગ્યુસનનો એક નોકર હતો. સુંદર સ્વભાવ તથા પોતાના શેઠ માટે અખંડ ભક્તિપૂર્ણ વફાદારી ધરાવનાર હસમુખો જોન તેના શેઠના હુકમનું સમજપૂર્વક પાલન કરતો, ફરગ્યુસન તેના જીવનની એકેએક વિગત જોનને જણાવતો ને તે એવા વિશ્વાસને લાયક પણ હતો.

અને આ જોનને મન ડાક્તરનું વચન એટલે ખુદ બ્રહ્માનો બોલ. જે કંઇ વિચારે તે વાજબીજ હોય, જે કંઇ બોલે તે વિચારપૂર્ણજ હોય, જે કંઈ હાથમાં લે તે શકયજ હોય, અને જે કંઈ ખરીદે તે વખાણવા યોગ્ય જ હોય.

ડાક્તરે આફ્રિકા ઉપર ઉડ્ડયન કરવાનો વિચાર જાહેર કર્યો ત્યાં તો જોને તે કાર્યને સફળ થયું પણ માની લીધું. તેને મન કોઈ મુશ્કેલી હયાતી ધરાવતી જ નહિ. ડાક્તરે જવાનો વિચાર કર્યો ત્યારથી જોનને થઈ ગયું કે તેઓ પાછા પણ આવી ગયા—અને આવતી વખતે ડાકતરનો વફાદાર સેવક જોન સાથે હતોજ. કારણ કે પહેલેથી તેણે સાથે આવવું કે નહિ તે તેને કહેવામાં નહોતું આવ્યું તો પણ તેને ખાતરી હતી કે ડાકતર ના તેના સિવાય આગળ ડગલું પણ નહિ ભરે.

પોતાની બુદ્ધિશક્તિ તથા અદ્ભુત ચપળતાથી જોન અવાસમાં ઉપયોગી પણ થઈ પડે તેમ હતો. કૂદવું, ઠેકવું,

દોડવું, રમવું ને એવાં હજારો મુશ્કેલ કામ શરીર પાસે કરાવવાં તે જોનને મન રમત વાત હતી.

જો ફરગ્યુસનને માથું ગણીએ અને કેનેડીને ધડ તો જોનને જરૂર હાથપગ ગણાવી શકીએ. ફરગ્યુસન સાથેના પ્રવાસોમાં તેની પોતાની રીતેજ તેણે વિજ્ઞાનનો પરિચય પણ સાધ્યો હતો પણ તે બધા ઉપરાંત તેનો ખાસ ગુણ તો તેનો આશાવાદી સ્વભાવ હતો. તેને મન સર્વ કાંઈ સ્વભાવિકજ હતું. એટલે તેને તો કોઈ પણ વસ્તુ માટે કદી ફરિયાદ કરવાપણું હતું જ નહિ. આ બધા ગુણો ઉપરાંત, તેનામાં ધીરજ, ખંત તથા દીર્ઘદ્રષ્ટિ પણ હતાં.

ડાકતર પર અખૂટ વિશ્વાસ હોવાથી, જે જાતની માથાકૂટ કરી કેનેડી ડાકતરને પજવી રહ્યો હતો, તે તેને બિલકુલ અક્કલ વગરનું લાગતું હતું. એકને શંકા હતી, બીજાને શ્રદ્ધા હતી; એકને સ્પષ્ટ દર્શન જોઈતું હતું, બીજાને પૂર્ણ વિશ્વાસ હતો; આ બંનેની વચ્ચે ડાકતર હતો—એટલે કે એ બંને માટે વિશ્વાસ હોવાથી બેમાંથી એકેયની તે ચિંતા કરતો નહિ.

" કેમ કેનેડી સાહેબ, હવે કદાચ આપણે ચંદ્રલોકની સફરે ઉપડવાના. ખરુંને ? "

" જોને હસતાં હસતાં કેનેડીને એક વખત પૂછ્યું."

" તારે બધું હસવામાં જાય છે. પણ આ કંઈ ઓછું ખતરનાક છે ? "

" ખતરનાક ? " જોને આભા બની જઈ પૂછ્યું : "ડાકતર જેવી વ્યક્તિ સાથે છે, તો પણ ખતરનાક ? "

"જોન, તારી ભ્રમણાઓ દૂર કરવાનું મને મન નથી. પણ, આ કાંઇ અકકલવાળો માણસ આવું કામ નહિ કરે, અને દાકતર જવાના પણ નથી."

"જવાના નથી?" છો શું તમે બરોમાં મિચેલના વંડામાં તેમનું બલૂન નથી જોયું?"

"નથી જોયું, તેજ વધારે સારૂં છે."

"વાહ! તો પછી એક ભવ્ય દ્રશ્ય જોવાનો તમે અવસર ગુમાવ્યો છે. કેવું સુંદર! પવનની લહરી આવે ત્યાં તો હડાની જેમ કુદકા મારે! એમાં આપણને કેવી ઓર મજા આવવાની!"

"હેં શું તું ખરેખર દાકતર સાથે જવાનો છે?"

"હું? હું તો તે જયાં જશે ત્યાં જઇશ. અમે આજ સુધી સારી દુનિયા સાથે ઘુમ્યા અને હવે તેમને એકલા જવા દઉં? તે થાકી જાય તો તેમના પગ કોણ ચાંપે? કોઈ ચઢાણ ચડવા તેમને મદદ જોઇએ તો કોણ હાથ દે? ને તે માંદા પડે તો કોણ સંભાળ લે?"

"શાબાશ, જોન!" આવા વફાદાર સેવક પર કેનેડી ખુશ થઈ ગયો. તથા પોતાની નબળાઈ માટે શરમાવા લાગ્યો.

"પણ તમેય સાથે છો ને?"

"જરૂર. છેલ્લી ઘડી સુધી ફરગ્યુસનને આ સાહસથી અટકાવવા માટે હું સાથે આવવાનું છું. તેના બેવકૂફ સાહસ-માંથી તેને પાછો ફેરવવા માટે હું ઠેઠ ઝાંઝીબાર સુધી આવવાનો છું."

"તમે તમારી જાત સિવાય કોઈને અટકાવી શકવાના નથી, કેનેડી સાહેબ, મારા શેઠ કંઈ ગાંડા નથી. જે કંઇ કરવું હોય તેનો તે પહેલાં ખૂબ જ ઉંડો વિચાર કરે છે. પણ પછી જયારે તેઓ નિર્ણય કરી લે છે ત્યારે ખુદ ભગવાન કે વિધાતા પણ તેમ કરતા તેમને અટકાવી નહિ શકે.

"તે તો જોઈશું."

"પણ આજ આપણું વજન કરાવવાનું છે તે ભૂલી ગયા?"

"હું તો કંઈ વજન કરાવવાનો નથી."

"પણ ઉપડતાં પહેલાં વજન જાણી લેવાની અનિવાર્ય જરૂર છે. આ જુઓ, ડાકતર તમને શોધતા લાગે છે." કહી આવતા ડાકતર સામે કેનેડીએ આંગળી ચીંધી.

"હું તો કયાંય નથી જવાનો."

"હં. પણ એ તો ડાકતર દૂર ઉભા છે ત્યાં સુધીજ." જોને હસીને કહ્યું: "પણ જયારે એ તમને મોઢામોઢ કહેશે કે: 'ડીક,–તમને એક વચનમાં સંબોધવા માટે માફ કરજો–તારૂં વજન જાણવાની મારી ઇચ્છા છે' ત્યારે તમે જરૂર જવાના."

"તોય હું તો નહિ જાઉં."

તેવામાં ડાકતર આવી પહોંચ્યા. તેણે કેનેડી તરફ જોઇ કહ્યું: ડીક, તું ને જોન ચાલો મારે તમારૂં વજન જાણવું છે."

"બંને ડાકતર પાછળ મીચેલના વંડામાં ગયા. ત્યાં એક સુંદર કાંટો તૈયાર હતો. તેના પર ડીકને ઉભો રાખી

ડાકતરે ધીરેથી કહ્યું: "સરસ! ખૂબ સરસ!" પણ પોતાની નોંધપોથીમાં નોંધ કરતાં કહ્યું: એકસો ને ત્રેપન શેર."

"હું ખૂબ ભારે છું, નહિ? ડીકે પૂછયું.

"પણ બદલામાં હું હલકો છું ને?" કહેતાં કહેતાં જોન કાંટા પર ઉભો રહ્યો.

"એક સો ને વીશ શેર." ડાકતરે કહ્યું.

"હવે મારો વારો." કહી ફરગ્યુસન પણ કાંટે ચડયો. "એકસો ને પાંત્રીશ" કહી તે નીચે ઉતર્યો. "આપણે ત્રણે મળી ચારસો શેર કરતાં આઠ રતલ વધારે છીએ."

ડાક્તર લાંબા સમયથી તેના પ્રવાસની તૈયારીમાં ગુંથાઈ ગયો હતો. બધાને લાગતું કે તેને હવામાં ઉપાડનાર બલૂન જ તેના ધ્યાનનો મુખ્ય વિષય થઈ પડયું હતું.

બલૂનનું કદ ખૂબ મોટું ન થઈ પડે તે માટે હવા કરતાં વજનમાં સાડા ચૌદ ગણા ઓછા હાઇડ્રોજન વાયુથી તેને ભરવાની જરૂર હતી અતિશય ચીવટપૂર્વક ગણુતરી કર્યા પછી દાક્તરને લાગ્યું કે તેણે ઓછામાં ઓછું, ચાર હજાર રતલ વજન તો સાથે લઈ જવું જ પડશે. તેથી આ વજનને ઉંચકવા માટે કેટલા ઊર્દ્ધ્વગતિબળની જરૂર છે તે ગણી કાઢવું પડે તેમ હતું. ૫૪,૮૫૭ ઘનફૂટ હવાનું વજન ચાર હજાર રતલ થાય. બલૂનના ગોળાની ૫૪,૮૫૭ ઘનફૂટ જગામાં હવા કરતાં સાડા ચૌદ ગણો હલકો હાઇડ્રોજન વાયુ પૂરવામાં આવે તો તેનું વજન ૨૭૬ રતલ જેટલું જ થાય. આમ તેટલી જ હવાના વજન કરતાં હાઇડ્રોજન ભરેલ બલૂન વજનમાં ૩,૭૨૪ રતલ ઓછું થાય. બલૂનના વજન તથા તેના જેટલા જ હવાના વજન વચ્ચેનો તફાવત તે બલૂનને ઉંચે ઉપાડનાર શક્તિ થઈ.

જો તે બલૂનમાં ૫૪,૮૫૭ ઘનફૂટ હાઇડ્રોજન ભરે તો બલૂન પૂરું ભરાઈ જાય; હવે બલૂન આકાશમાં હવાના હલકા થરોમાં ચડે ત્યારે અંદરનો ગેસ ફૂલે. તેથી બલૂનનું પડ તૂટી

જવાનો ભય ઉભો થાય. માટે દાક્તરે નિર્ણય કર્યો કે બલૂનને લગભગ અડધાથી વધારે ન ભરવું. પણ જો તેને ૫૪,૮૫૭ ઘનફૂટ હાઇડ્રોજનની જરૂર હોય તો તેણે બલૂનનું કદ આથી બમણું રાખવું જોઈએ. તેથી તેણે બલૂનનો ઉપરનીચેનો વ્યાસ ૭૫ ફૂટનો ને વચ્ચેનો વ્યાસ ૫૦ ફૂટનો રાખ્યો, જેથી બલૂનનું કદ લગભગ ૯૦,૦૦૦ ઘનફૂટ જેટલું થાય.

જો દાક્તરે એકને બદલે બે બલૂન રાખ્યાં હોત તો એક તૂટી જાય તો બીજાનો ઉપયોગ કરી શકાત, પણ બલૂનને સ્થિરતા ને સરળતાથી ઊંચેનીચે લાવવું હોય તો આવી રચના ખૂબ મુશ્કેલ થઇ પડે તેમ હતી. તેથી દાક્તરે ખૂબ વિચાર કરીને અદ્ભુત કૌશલ્યતાથી બે બલૂનોની મુશ્કેલીઓ સિવાય તેના ફાયદા ઉઠાવી શકાય તેવી રચના કરી. તેણે નાનામોટાં બે બલૂનો બનાવી મોટાની અંદર નાનાને મૂક્યું. મોટા બલૂનનો વ્યાસ ઉપરનીચે ૭૫ ફૂટ ને વચ્ચે ૫૦ ફૂટ હતો. તેમાં ૬૭,૦૦૦ ઘનફૂટ જગા હતી, તથા તે બહારના બલૂનના ગેસની અંદર તરતું રહે તેમ હતું. બંનેનો આંતરિક વ્યવહાર ચાલુ રાખવા માટે વચ્ચે એક વાલ (પડદો) હતો.

આથી ફાયદો એ હતો કે નીચે ઉતરવા માટે ગેસને બહાર કાઢવાની જરૂર પડે તો પહેલાં મોટા બલૂનમાંથી ગેસ કાઢવામાં આવે; તેને તદ્દન ખાલી કરી નાખવામાં આવે તો પણ નાનું બલૂન એવુંને એવું જ રહે. આમ નકામા બોજા માફક ઉપલા પડને દૂર કરી શકાય અને અંદરનું બલૂન એકલું અર્ધ ફૂલેલ બંને બલૂનો જેટલો પ્રતિકાર પવનને નહિ આપે. ઉપરાંત બહારનું પડ કપાઈ જવાનો અકસ્માત બને તો પણ અંદરનું પડ સચવાઈ રહે

બંને બલૂનોને ગટા પર્ચામાંથી લિઓનમાં બનાવેલ પ્રખ્યાત ટાફ્ટાના બનાવવામાં આવ્યાં હતાં. આ ગટા પર્ચા પર એસીડ કે ગેસની કંઈજ અસર થઈ શકતી નહિ. તથા બહારની વસ્તુ અંદર પ્રવેશે કે અંદરનો ગેસ બહાર જાય તેવી કોઈ શકયતા નહોતી. આ પડની અમર્યાદિત સમય સુધી ગેસ રહી શકે તેમ હતો. બહારના પડનું વજન ૬૫૦ રતલ હતું જ્યારે અંદરના પડનું વજન ૫૧૦ રતલ હતું.

બેસવાની બેઠક અને બલૂનના ગોળાઓને જોડનાર દોરડું પણ ખૂબ મજબૂત બનાવટનું હતું. બેઠક ગોળ હતી. તેનો વ્યાસ ૧૫ ફૂટનો હતો. તેની ઉપર લોઢાનું પાતળું પતરૂં પણ મજબૂતાઈ ખાતર ચોડવામાં આવ્યું હતું. તેનું તથા દોરડાનું વજન ૨૮૦ રતલથી વધારે નહોતું.

આ ઉપરાંત ડાક્તરે, બેવડી જાડાઈવાળી ચાર લોઢાની પેટીઓ કરાવી હતી. તેઓ એકબીજા સાથે ચકલીવાળી નળી-ઓથી જોડાએલ હતી. તેની સાથે લગભગ બે ઇંચ વ્યાસની નળીઓનુ એક ગુંચળું હતું. તેના બંને છેડે સીધી ને નાની મોટી લંબાઈની બીજી બે નળીઓ હતી; મોટી પચીસ ફૂટ લાંબી હતી. નાની પંદર ફૂટ લાંબી હતી.

બેઠકમાં લોઢાની પેટીઓને ઓછામાં ઓછી જગા રોકે તેમ ગોઠવવામાં આવી હતી. બન્સેન કોષના તારના ગુંચળા જેવી નળીઓનું ગુંચળું હાલ તૂરત માટે તો કયાંય ગોઠવાએલ ન હોવાથી જુદું મૂકવામાં આવ્યું હતું. આ યંત્રને એવી રીતે તૈયાર કરવામાં આવ્યું હતું કે ૪૦૦ રતલ પાણી સમાઈ શકે તેવી કોઠી સાથે તેનું વજન ફક્ત ૭૦૦ રતલ જ હતું. મુસાફરી

માટેનાં સાધનોમાં બે બેરોમીટર, બે થર્મોમીટર, બે દરિયાઈ હોકાયંત્ર, એક સેક્સ્ટન્ટ, બે ક્રોનોમીટર, એક બનાવટી **હોરીઝન** તથા દૂરની ન દેખી શકાય તેવી વસ્તુઓને જોવા માટેનું એક દૂરબીન હતું. ગ્રીનીચની આખી વેધશાળા દાક્તરના ઉપયોગ માટે ખુલ્લી મૂકવામાં આવી હતી. પહેલાં તો દાક્તર ભૌતિકશાસ્ત્રની શોધખોળો કરે તેમ તેમને લાગતું નહોતું. પણ મુખ્ય નદીઓ, પર્વતો, તથા ગામોનાં સ્થળો દાક્તર નક્કી કરી આપે તેવું તેઓ ઇચ્છતા હતા.

બેઠકને ત્રણ લોઢાનાં લંગર હતાં. તે તથા બધા સાધનોનુ વજન ૧૯૦ રતલથી વધારે નહોતું.

તે ઉપરાંત દાક્તરે જીવનની જરૂરિયાતોનું ચોકકસ વજન પણ કાઢયું. ચા, કોફી, બીસ્કીટ, માંસ, ઉપરાંત ઓછામાં ઓછા કદની વજનવાળી તથા વધારેમાં વધારે પૌષ્ટિક વસ્તુઓનું વજન ૩૮૬ રતલ જેટલું થયું. ઉપરાંત ૪૦૦ રતલ પાણી પણ સાથે લીધું હતું.

ઉપરાંત એક તંબુ, થોડાંક ધાબળા, બંદૂકો, રિવોલ્વરો, પૂરતો દારૂગોળો વગેરે બાબતોને દાક્તર ભૂલી ગયો નહોતો.

તેની વજન નોંધ નીચે પ્રમાણે બની હતી :

| | રતલ |
|---|---|
| ફરગ્યુસન | ૧૩૫ |
| કેનેડી | ૧૫૩ |
| જોન | ૧૨૦ |
| બલૂનનું પ્રથમ પડ | ૬૫૦ |
| ,, દ્વિતિય પડ | ૫૧૦ |
| દોરડાં ને બેઠક | ૨૮૦ |
| લંગર, ઓજારો, દારૂગોળો, ધાબળા, તંબુ, વાસણો. | ૧૯૦ |
| માંસ, બીસ્કીટ, ચા, કોફી, વગેરે | ૩૮૬ |
| પાણી | ૪૦૦ |
| યંત્ર | ૭૦૦ |
| હાઇડ્રોજનનું વજન | ૨૭૬ |
| બોજો | ૨૦૦ |

કુલ ૪,૦૦૦ રતલ

તેણે ૧૧૦ રતલથી વધારે જસત પણ સાથે ન લીધું. કારણ કે તેણે ભારપૂર્વક જણાવ્યું કે મારે તેની જરૂર પડવાની જ નથી.

[ ૮ ]

દશમી ફેબ્રુઆરીએ લગભગ બધી તૈયારીઓ સંપૂર્ણ થઈ ગઈ. હવે તે બધા પર છેલ્લી આંખ ફેરવી જવાની હતી.

સોળમી ફેબ્રુઆરીએ તો તેમને ઝાંઝીબાર લઈ જવા માટે બ્રિટનની સરકારે ખાસ રોકેલ 'રેઝોલ્યુટ' સ્ટીમરે પણ ગ્રીનીચના બારામાં લંગર નાખ્યું. આ સ્ટીમર ૮૦૦ ટનની હતી તથા ધ્રુવ પ્રદેશોની મુસાફરી માટે સર જેમ્સ રોસે તેનો ઉપયોગ કર્યો હતો. સ્ટીમરનો કપ્તાન પેનેટ પણ આનંદી માણસ હતો.

રેઝોલ્યુટ સ્ટીમર પર બલૂનને સાચવીને રાખી શકાય તેવી સર્વ કોઈ વ્યવસ્થા કરવામાં આવી હતી. ખૂબજ સાવચેતીપૂર્વક અઢારમી ફેબ્રુઆરીના રોજ બલૂનને તથા બધાં સાધનોને તેમાં મૂકવામાં આવ્યાં. બધીએ ગોઠવણ ખુદ ફરગ્યુસનની દેખરેખ નીચે જ કરવામાં આવી હતી. એક પણ વસ્તુ રહી ન જાય કે એકેયને નુકસાન ન થાય તેમ.

તેમાં હાઇડ્રોજન બનાવવા માટે દશ ટન ગંધકનો તેજાબ તથા દશ ટન જુનું લોઢું પણ મૂકવામાં આવ્યું. આ જથ્થો જો કે જોઈતા પ્રમાણ કરતાં ઘણો વધારે હતો છતાં ઢાળાય ફોળાય તેની ખોટની ગણતરી કરી લેવામાં આવી હતી.

૧૮ મી ફેબ્રુઆરીની સાંજે આ બધીએ તૈયારીઓ પૂરી થઈ. ફરગ્યુસન તથા કેનેડીને બે સુંદર કેબીનો આપવામાં

આવી કેનેડી તો હજી પણ કહ્યા જ કરતો હતો કે પોતે જવાનો નથી. તથા દાક્તરને જવા દેવાનો પણ નથી. છતાં તેણે બેનાળી બે રાઈફલો અને પૂર્ડી મૂરની બનાવટની એક સુંદર બંદુક સાથે લીધી. આવી બંદુકથી બએ માઈલ દૂરથી પણ ગમે તેવા નીશાનને તોડી પાડવાનું કામ કેનેડીને મન રમત જેવું હતું. તેની સાથે કોલ્ટ બનાવટની છ છ બારની બે રીવોલ્વરો તથા દારૂગોળાનો પૂરતો જથો લેવામાં આવ્યો હતો.

૧૯ મી ફેબ્રુઆરીના રોજ ત્રણે પ્રવાસીઓએ સ્ટીમરમાં પોતપોતાની બેઠક લઈ લીધી. ત્રણેનો ખૂબ જ સત્કાર કરવામાં આવ્યો હતો. દાક્તર તો એવોને એવો જ ગંભીર હતો. પોતે જવાનો નથી તેવી ખાતરી હોવા છતાં ડીક કેનેડી પણ ખુશમિજાજી દેખાતો હતો. જ્યારે જોન તો નવી પાંખ ફૂટેલા પંખીની પેઠે ઠેકઠેકા કરતો હતો.

૨૦ મી તારીખે રોયલ જ્યોગ્રાફિક સોસાયટીએ ત્રણે પ્રવાસીઓના માનમાં વિશાળ ભોજન સમારંભ યોજ્યો. તે વખતે સ્ટીમરના અફસરોને પણ નિમંત્રવામાં આવ્યા હતા.

ભોજન વખતે રાણીનો સંદેશો પણ આવી પહોંચ્યો. તેણે ત્રણેય પ્રવાસીઓને ઉમળકાભેર અભિનંદી તેમની સફળતાની પોતે ખૂબ આતૂરતાપૂર્વક રાહ જોઈ રહી છે તેમ જણાવ્યું હતું.

ભોજન સમારંભ પછી આનંદની વાતો કરતાં કરતાં સૌ લગભગ મધરાતે છૂટાં પડ્યાં.

૨૧ મી ફેબ્રુઆરી, સવારના પાંચ વાગે 'રેઝોલ્યુટે' લંગર ઉપાડયું ને વહેલી સવારના અંધકારમાં ગ્રીનીચને સૂતું મૂકી તે ચાલતી થઈ.

મુસાફરી દરમિયાન સ્ટીમરના અફસરોને ફરગ્યુસન આફ્રિકાનો અંધારપટ ઉપાડવા છેલ્લા પચાસ વર્ષથી હાથમાં બડિયામાં ખાંપણ લઈ, કફન લઈ એકલદોકલ કે બે પાંચ દશની ટુકડીમાં ઉપડતા મૃત્યુંજીવી પ્રવાસખેડુઓનો ઈતિહાસ કહેતો. ને ઝંઝાવાતી સાગરમાં સારા દુન્યવી સંબંધોને સંકેલી લેનાર મરજીવા નાવિકો તેને સાંભળી રહેતા. પણ આ ઈતિહાસ પછી, દાક્તરે જ્યારે પોતાની તયારીઓની વાતો કહેવી શરૂ કરી ત્યારે તો બધાને ઓર આનંદ થયો.

ખાસ કરીને જીવનની જરૂરિયાતનાં જે થોડાંક સાધનો જ તેણે લીધાં હતાં તે જાણી સૌને નવાઈ થઇ. એક દિવસ એક અફસરે આનું કારણ પૂછયું.

"તેથી તમને નવાઈ થાય છે?" ફરગ્યુસને કહ્યું.

"જરૂર."

"તમે માનતા હો કે મારી મુસાફરી મહિનાઓ સુધી ચાલશે, તો તે તમારી ગંભીર ભૂલ છે; તેવું બને તો તો અમે પાછા જ નહિ ફરીએ, ઝાંઝીબારથી તે સેનેગાલનો કિનારો ચારેક હજાર માઈલથી વધારે દૂર નથી. હવે જો કલાકની પચીસ માઈલના હિસાબે અમે રાતદિવસ મુસાફરી કરીએ તો અમને એક અઠવાડિયું પણ ન થાય."

"પણ તો તો તમે ભાગ્યે જ કંઈ જોઈ શકો, દેશો કે બીજી ભૌગોલિક શોધો કેવી રીતે કરી શકો?"

"એ ખરૂં, પણ જો મારૂં બલૂન મારી ઈચ્છા મુજબ ઊડતું હોય, હું ઈચ્છું ત્યારે નીચે ઉતરે ને હું ઈચ્છું ત્યારે ઉપર ચઢે તેમ હોય તો પછી હું મારી ઇચ્છા મુજબ જ,

બધું જોતો જોતો આગળ વધું. ઉપરાંત ભયંકર વાવાઝોડામાં ખેંચાઇ જવાનો ડર ઉભો થાય ત્યારે હું થંભી પણ શકું."

"અને તમારે એવાં કેટલાંએ વાવાઝોડાંનો સામનો કરવો પડશે, કેમ ?" પેનેટે જણાવ્યું.

કયારેક તો માત્ર બાર કલાકમાં ચાર હજાર માઈલ કાપી નાખે તેટલો પ્રચંડ તેનો વેગ હોય છે." દાક્તરે સૂચવ્યું.

"પણ બલૂન કંઈ તેની સામે ટકી શકશે ?" એક અફસરે શંકા દર્શાવી.

"જરૂર." દાક્તરે શ્રદ્ધાપૂર્વક કહ્યું: "૧૮૦૪ માં નેપોલિયનનો રાજ્યાભિષેક થયો ત્યારની વાત છે. તે વખતે રાતના અગીઆરે ગાર્નેરીન નામનું બલૂન પારિસથી ઉપડયું. તેના પર સોનેરી અક્ષરે નીચેનું લખાણ કોતરવામાં આવ્યું હતું: "પારિ, ૨૫ ફ્રીમેર, ૮.... એસ. એસ. પાઈ સાતના હાથે શહેનશાહ નેપોલિયનનો રાજ્યાભિષેક." બીજે દિવસે સવારના પાંચ વાગે રોમના વેટીકન મંદિર પર તે ઉડતું દેખાયું હતું. બલૂન આટલી બધી ગતિનો સામનો કરી શકે છે.

"પણ બલૂનથી તો કદાચ એવી પ્રબળ ગતિનો સામનો થઈ શકે; પણ તેમાં જો માણસ બેઠો હોય તો તેની શી દશા થાય ?" કેનેડીએ પૂછવાની હિંમત કરી.

"હા, માણસ પણ એટલો વેગ સહન કરી શકે. કારણ તે બલૂન ફરતી વીંટળાઈ વળેલ હવાના ધક્કા-ઠોકર સિવાય બલૂન હંમેશ સ્થિર જ રહે છે. બલૂન કંઈ આગળ ચાલતું નથી, પણ તેને વીંટળાઇ વળેલ હવાનો જથ્થો ચાલે ત્યારે જ બલૂનને ગતિ મળે છે. એટલે બલૂનને વીંટળાઈ વળતો પવનનો જથ્થો

ચાલે છે. તમારી બેઠકમાં બેઠા બેઠા તમે મીણબત્તી સળગાવશો તો તેની જ્યોત પણ હાલશે નહિ. ગાર્નેરીન બલૂનને જોનાર એક વ્યક્તિએ કહ્યું હતું કે આવી પ્રચંડ ગતિથી બલૂનને જરા પણ નુકસાન થયું નહોતું. ઉપરાંત, હું કંઈ આવા પ્રચંડ વેગમાં મારા બલૂનને વહેતું મૂકવાનો અખતરો કરવાનો નથી, કારણકે કોઈ ખડકને ઓથે વિશાળ ઝાડ પર મારૂં લંગર ભરાવી હું બલૂનને સ્થિર રાખી શકીશ. ઉપરાંત અમારી પાસે બે માસનો ખોરાક પણ છે. ને તે ખૂટી પડે તો આ અમારા શાહ–શિકારી ડીકને, અમે જમીન પર ઉતરીએ કે જોઈએ તેટલા જીબ્રા મારી લાવતા કોઈ અટકાવે તેવું નથી. ”

શિકારીની વાતો આવતાં કેનેડીની આંખો ચમકી ઉઠી.

“ ઓહ ! કેનેડીભાઈ ! ત્યાં તો તમને શિકારની પણ મઝા આવશે. ” એક જુવાન અફસરે અદેખાઇની નજરે ડીક કેનેડી તરફ જોયું.

“ ત્યાં તો તમારી મજાનો કોઇ પાર નહિ રહે. ” બીજાએ કહ્યું.

“ અરે, તમને ફાવે તે કહો, પણ અમે જવાના જ નથી ત્યાં શિકારની વાત કેવી ? ” કેનેડી આ વાકય એકદમ ઝડપથી બોલી ગયો.

“ એમ ! તે શું તમે નથી જવાના ? ”

“ ના, કદાપિ નહિ. ”

“ તમે દાકતરને એકલા મૂકશો ? ”

“ શું કહ્યું ? દાક્તરને હું એકલા મૂકીશ ? ” પ્રશ્ન પૂછનાર તરફ કેનેડીની લાલ આંખ ફરી : “ હું તો જવાનોય નથી

પણ દાક્તરનેય જવા દેવાનો ય નથી."

બધીય આંખો દાક્તર તરફ ફરી.

"તેના બોલવા સામું ન જોશો." દાક્તરે રોજીંદી શાંતિ તથા ગંભીરતાથી કહ્યું : "તેની સાથે આ બાબત ચર્ચા કરવાની જરૂર નથી, કારણ કે તે આવવાનો જ છે એ વાત નક્કી છે."

"ઈશુનું નામ લઇ સમ ખાઈ કહું છું........" કેનેડી બોલી ઉઠયો.

"એમાં ઈશુનું નામ લેવાની કે સમ ખાવાની કંઇ જરૂર નથી." દાક્તરે વચમાં જ કહ્યું. "તું આવવાનો જ છે. નહિતર તારા આ હથિઆર, દારૂગોળો વગેરે અહીં હોય જ નહિ. માટે કંઈ બોલીશ મા.

તે પછી ઝાંઝીબાર પહોંચ્યા ત્યાં સુધીમાં, કેનેડીએ આ વિષે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ.

[૯]

'રેઝોલ્યુટ' દિન-બદિન કેપ-ઓફ-ગુડ-હોપ નજીક આવી રહી હતી. વાતાવરણ ખૂબ ખુશમિજાજી હતું.

૩૦ મી માર્ચે એટલે કે, લંડનથી નીકળ્યા પછી સત્તાવીશમે દિવસે, ક્ષિતિજ પર ટેબલ પર્વતો કળાવા લાગ્યા. ટેકરીઓની તળેટી નીચે આવેલ કેપટાઉન નજરે પડયું ને ત્યાર પછી થોડા વખતે ' રેઝોલ્યુટે ' બંદરમાં લંગર નાખ્યું. કપ્તાન પણ અમસ્થો સમયનો વ્યય કરવા માગતો નહોતો. તેથી બીજે દિવસે જ સ્ટીમર ઉપાડી તેણે મોઝાંબીક સમુદ્રધુનીમાં પ્રવેશ કર્યો. હવે તેઓ દર ક્ષણે ઝાંઝીબાર નજીક આવી રહ્યા હતા.

" હું નથી **માનતો** કે તેઓ બલૂનની દિશા નક્કી કરી શકે." દાક્તરે કહ્યું : " આજ સુધીમાં સૂચવાએલી ને અમલમાં મૂકાએલી દરેક પદ્ધતિનો મેં અભ્યાસ કર્યો છે. પણ તેમાંની એકેય વ્યવહારૂ નથી. તમને ખબર છે કે મને આ પ્રશ્નમાં ખૂબ રસ છે પણ આજ સુધી શોધાએલ યંત્રશાસ્ત્રની મદદથી હું પણ એ પ્રશ્નનો નિકાલ નથી કરી શકયો. તેને માટે તો પ્રચંડ તાકાતવાળું, પણ વજનમાં તદ્દન હલકું એવું કોઇ યંત્ર શોધી કાઢવાવી જરૂર છે. ને છતાં પણ, તે

ભાગ્યે જ મોટા વંટોળીઆઓનો સામનો કરી શકે. આજ સુધી બધાય બલૂનને બદલે બેઠકને હાંકવાની કોશિષ કરી છે. મારા માનવામાં તે ભૂલભરેલું છે."

"હજી સુધી તો ઐચ્છિક સંચાલનની બાબતમાં સ્ટીમર અને બલૂનની વચ્ચે આસમાન જમીનનો ફરક છે." એક અફસરે કહ્યું.

"તેનું કારણ છે." દાકતરે કહ્યું. "હવા, પાણી કરતાં વધુ સૂક્ષ્મ છે, વળી સ્ટીમર પાણીમાં અર્ધી જ ડૂબેલી હોય છે. જ્યારે બલૂન તો ચારે બાજુ હવાથી જ વીંટળાએલું હોય છે, તથા તેને ઘેરી વળેલી હવા જાતે ન હલે તો તે સ્થિર જ રહે છે."

"તો શું તમે એમ માનો છો કે બલૂનની બાબતમાં વૈજ્ઞાનિકોની શોધક-શક્તિએ હાર ખાધી છે?"

"ના, બિલકુલ નહિ. પણ તેમણે આગળ નવી શોધો કરવી જોઈએ. બલૂનને ચલાવી ન શકાય તો છેવટે સાનુકુળ પવનપ્રવાહમાં રાખવા પ્રયત્ન કરવો જોઈએ. જરૂરી ઉંચાઇએ જ તેને રાખવામાં આવે તો તે પોતાની દિશામાં મોટો ભાગ સ્થિર ને સતત રહેશે; ઉપરાંત પૃથ્વી પરથી ખીણો કે પર્વતો પણ તેને નડશે નહિ. અને તમે તો જાણો છો કે પર્વત તથા ખીણોના ઊંચાણનીચાણ ને ખાડા ટેકરાઓને લીધે જ મોટા ભાગે પવનની દિશા તથા વેગમાં ફેર પડે છે. જો એક વખત હવાના થરોના પ્રવાહની ગતિ નક્કી થાય તો પછી બલૂનને ગમે તે અનુકુળ થરમાં ચલાવી શકાય."

"પણ તે માટે તો બલૂનને વારંવાર ચડાવવું ઉતારવું પડે." આ બધુંય ધીરજથી સાંભળ્યા પછી કપ્તાન પેનેટે કહ્યું:

"ને દાક્તર સાહેબ! ત્યાં જ ખરી મુશ્કેલી છે."

"મુશ્કેલી કેમ?" દાક્તરે પૂછયું.

"સાંભળો : ટુંકી મુસાફરી કરનારને કદાચ તેથી કોઈ મુશ્કેલી નહિ પડે. પણ લાંબો પ્રવાસ ખેડનાર આ મુશ્કેલીને ભાગ્યે જ પાર કરી શકશે."

"પણ કંઈ કારણ?"

"કારણ કે વજન ઓછું કર્યાં સિવાય-એટલે કે સરસામાન ફેંકી દીધા સિવાય તમે ઉંચે ચડી શકશો નહિ, અને ગેસ ઓછો કર્યાં સિવાય તમે નીચે ઉતરી શકશો નહિ. પણ ગેસ કે બોજાની તમારી સાધન સામગ્રી કંઈ અપરિમિત નથી હોતી."

"ત્યારે કપ્તાન સાહેબ! ત્યાં જ ખૂબી છે. ત્યાં જ વિજ્ઞાનની ખરી કસોટી છે. બલૂનને હાંકવાનો સવાલ નથી; પણ તેને ઉંચેનીચે લઈ લઈ જવાનો જ સવાલ છે—ને તે પણ તેના જીવન સમો ગેસ કે અનિવાર્ય સાધનસામગ્રી ગૂમાવ્યા સિવાય."

"દાક્તર! તમે સાચી વાત કહો છો. પણ હજી સુધી આ મુશ્કેલીનો પાર નથી; એવી કોઈ યુક્તિની શોધ થઈ નથી."

"તો કપ્તાન સાહેબ, મને માફ કરજો." દાક્તરે ખૂબ જ ગંભીરતા તથા નરમાશથી કહ્યું: "શોધ થઈ ગઈ છે."

"કોણે કરી?"

"મેં. જો તેવી શોધ ન થઇ શકી હોત તો બલૂનમાં આફ્રિકા ઓળંગવાનું આવું ખતરનાક કામ મેં ઉપાડયું જ ન હોત. અને બે ત્રણ દિવસ પછી તો અમે ઉતરતા પણ હોઈશું."

" પણ તે વિષે તો તમે ઈંગ્લેંડમાં કોઈનેજ કાંઈ કહ્યું નથી. "

" ના તે વિષે હું જાહેરમાં કંઈ કહેવા માગતો નથી. મારે મન તે બીનજરૂરી છે. મેં ખાનગી અખતરા કરી જોયા છે. અને તેથી મને સંતોષ થયો છે."

" પણ, અમને તો તમારી ગુપ્ત શોધ વિષે કહેશો કે નહિ ? " કેપ્ટન પેનેટે જીજ્ઞાસાથી પૂછયું.

" વાહ, શા વાસ્તે નહિ. મારી વાત તદ્દન સરળ છે. "

સાંભળનારાઓ કાન સરવા કરી એક ધ્યાન બન્યા. દાક્તરે પોતાની કથા શરૂ કરી.

ગેસ કે બોજો ગુમાવ્યા સિવાય બલૂનને ઉંચેનીચે લઈ જવા કેટલાકે પ્રયત્નો કર્યાં છે. મનીએર નામના એક ફ્રેંચે અંદરના ગેસને સંકોચીને આ શોધ કરવાનો પ્રયત્ન કરેલો, જ્યારે વોન હી નામના બેલ્જીયન દાક્તરે, પાંખોની મદદથી ઉંચેનીચે જવા પ્રયત્ન કર્યો હતો. પણ બંનેના પરિણામો ખાસ જાણવા લાયક નથી આવ્યા.

મેં તો ખૂબ સીધી સાદી રીતે આ પ્રશ્નનું નિરાકરણ કરવાનો નિર્ણય કર્યો છે. ઉપર નીચે ચડવા ઉતરવા માટેની મારી યોજનામાં બલૂનમાંના ગેસને વધુ ઓછી ગરમીથી ગરમ તથા ઠંડો કરી જાડો પાતળો કરવાનું છે. સ્ટીમરમાં બલૂનની બેઠકની સાથે પાંચ પેટીઓ મૂકેલી છે તે તમે જોઈ હશે. પણ તેના ઉપયોગની તમને ખબર નહિ હોય. તેમાંની એકમાં ૨૫ ગેલન પાણી ભરી તેમાં એકાદ બે ટીપાં ગંધકનો તેજાબ નાખવાથી પાણીની વિદ્યુતવાહકતા વધે છે. પછી બન્સેન કોષના વિદ્યુત્ પ્રવાહથી પાણીનાં મૂળતત્ત્વો છૂટાં થાય છે. તમે એ તો જાણો જ છો કે પાણીમાં બે ભાગ હાઈડ્રોજન ને એક ભાગ ઓકિસજન છે.

" પ્રાણવાયુ ધન છેડા પાસે એક પેટીમાં એકત્ર થાય છે, જ્યારે તેથી બમણા કદની બીજી પેટીમાં હાઇડ્રોજન ભેગો થાય

છે. ત્યાર પછી બે ચકલીઓમાંથી જે ચકલી નાની કરતાં બમણી મોટી છે તેની મારફત આ બંને પેટીઓને એક ચોથી પેટી સાથે જોડવામાં આવે છે. તે ચોથી પેટીનું નામ "મિશ્રણ પેટી" છે. તેનું કદ લગભગ ૪૨ ઘનફૂટ હોય છે. ત્યાં પાણી-માંથી ઉત્પન્ન થતા બંને ગેસનું મિશ્રણ થાય છે. આ પેટીના ઉપલા ભાગમાં ચકલીવાળી એક પ્લેટીનમની નળી છે.

" અહીં સુધી તમે સમજ્યા. હવે જે નવી યોજનાની હું વાત કરૂં છું તે તો ફક્ત, લુહારની ચૂલ કરતાં પણ વધુ ગરમી પેદા કરી શકે તેવી ઓકિસજન અને હાઇડ્રોજન ગેસની ભઠ્ઠી છે.

" હવે હું મારી યોજનાના બીજા ભાગની વાત કરૂં છું.

" મારા બલૂનના નીચલા ભાગમાંથી બે નળીઓ નીકળે છે. તેમાંની એકનો છેડો બલૂનના હાઇડ્રોજનના ઉપલા થરોમાં છે, જ્યારે બીજીનો છેડો નીચલા થરોમાં છે. બલૂનના હલન-ચલનથી આ નળીઓને વાંધો ન આવે તે માટે થોડે થોડે અંતરે તેમને સરળતાથી હલીચલી શકે તેવી બનાવી છે.

" આ બંને નળીઓ એક ઉપરથી તથા એક નીચેથી આવી એક મજબૂત નળાકાર પેટીમાં મળે છે. આ પેટી ગરમી માટે છે. તેના નીચલા ઢાંકણામાં થઇ બલૂનના નીચલા ભાગમાં આવતી નળી અંદર દાખલ થાય છે ને ત્યાં ગોળાકાર ગુંચળાનું સ્વરૂપ ધારણ કરે છે. પેટીમાંથી બહાર નીકળતાં પહેલાં આ ગુંચળું એક નાનકડા શંકુમાં દાખલ થાય છે. આ શંકુનું તળિયું અંતર્ગોળ હોય છે. તેની ફરતી કિનારી આ પેટીના તળીઆને અડે છે.

" આ શંકુના ઉપલા ભાગમાં થઇને એક નળી નીકળે

છે ને તે મેં ઉપર કહ્યું તે પ્રમાણે બલૂનના ઉપલા થરમાં જાય છે.

ગરમીથી ફાટી કે ઓગળી ન જાય તે માટે આ શંકુનું અંતર્ગોળ તળિયું પ્લેટીનમનું બનાવેલ છે. તે પેટીના તળિયાને અડતું હોવાથી તથા તેની વચ્ચે ગુંચળું હોવાથી અગ્નિની ઝાળ તેને સહેલાઈથી અડી શકે તેમ છે.

"ટુંકમાં આ યોજના તો ગરમી આપવા માટે જ છે.

"હવે જો એક વખત ભઠ્ઠી સળગાવવામાં આવે તો નળીનાં ગુંચળાંની તથા શંકુની અંદરનો હાઇડ્રોજન ગરમ થઈ ઊંચે ચડવા માંડે છે ને તે બલૂનના ઉપલા થરમાં જાય છે ગુંચળાંમાં ખાલી પડેલ જગાએ બલૂનના નીચલા થરમાંનો ઠંડો ને ભારે હાઇડ્રોજન આવે છે. તે પણ ગરમ થઈ ઉપર ચડે છે. આમ આ ગુંચળાંમાં અતિ ઝડપી પ્રવાહ શરૂ થશે—બલૂનમાંથી ગેસ આવશે, ગરમ થશે ને ઉપર ચડશે.

"હવે એક ડીગ્રી ફેરનહીટ ગરમી દેવાથી ગેસનું કદ ૧/૪૮૦ ગણું વધારે થાય છે. આમ જો હું અઢાર ડીગ્રી ફેરનહીટ (૧૦ ડીગ્રી સેન્ટીગ્રેડ) ગરમી આપુ તો બલૂનમાંના હાઇડ્રોજનનું કદ ૧૮/૪૮૦ ગણું થશે, એટલે કે ૧૬૭૪ ઘનફૂટ વધશે. તેથી ૧૬૭૪ ઘનફૂટ હવાને તે દૂર કરી શકશે; તેથી બલુનની ઊંચે ચડવાની શક્તિમાં ૧૬૦ રતલનો વધારો થશે. આમ આટલી ગરમી હોવાથી, અને ૧૬૦ રતલ ભાર ફેંકી દીધા જેટલો ફાયદો થાય. હવે જો હું ૧૮૦° ફેરનહીટ (૧૦૦° સેન્ટીગ્રેડ) ગરમી આપુ તો બલૂનની ઊંચે ચડવાની શક્તિમાં ૧૬૦૦ રતલનો વધારો થશે.

"આમ તમે જોઈ શકશો કે હું બલૂનની ઊંચેનીચે જવાની શક્તિમાં ખૂબ વધારો કરી શકું તેમ છું. ઉપરાંત મેં એવી ગણતરીથી બલૂનનું કદ તૈયાર કર્યું છે કે તેમાંના હાઈડ્રોજનને જરા પણ ગરમ ન કરવામાં આવે તો બલૂન સ્થિર જ રહે— ન ઉપર જાય કે ન નીચે ઉતરે.

"મારે ઊંચે ચડવું હોય તો હું ગેસને ગરમ કરૂં છું. નીચે ઉતરવા માટે તેને ઠંડો પડવા દઉં છું. આમ નીચે જવા કરતાં ઊંચે જવાનું કામ ખૂબ સરળ તથા ઝડપી થઈ પડશે. આથી એક ખાસ ફાયદો એ છે કે કોઈ પણ જાતનો ભય કે મુશ્કેલી આ સફરમાં ઊંચે નથી પણ નીચે છે, તેથી હું ઊંચે ચડી જઈ ભયથી તરત જ દૂર ભાગી શકું તેમ છું. ઉપરાંત તેથી પણ વધુ ઝડપથી ચડવું હોય તો મારી પાસે ૨૦૦ રતલ બોજો છે તે નીચે ફેંકીને વજન ઓછું કરી શકાય તેમ છે. તે ઉપરાંત બલૂનમાંથી ગેસ કાઢી નાખવા માટે વાલ્વની પણ ગોઠવણ રાખેલી છે.

"આમ અહીં સુધી તો મારી ગણતરી બરાબર છે.

"હાઇડ્રોજન અને ઓક્સિજનને ગરમી આપવાથી વરાળ ઉત્પન્ન થાય છે. તેને બહાર લઈ જવા માટે લોઢાની પેટીમાં મેં એક વાલ્વ રાખેલ છે તે લગભગ બે વાતાવરણના ભારથી કાર્ય કરે તેમ છે.

"૨૫ ગેલન પાણીમાંથી લગભગ ૨૦૦ રતલ ઓક્સિજન અને ૨૫ રતલ હાઇડ્રોજન નીકળે. તેમાંથી સામાન્ય વાતાવરણના સામાન્ય દબાણમાં ૫૬૭૦ ઘનફૂટ મિશ્રણ તૈયાર થાય.

"જો હું ભઠ્ઠીની ગેસ આપવાની ચકલી પૂરેપૂરી ખોલી

નાખું તો એક કલાકમાં માત્ર ૨૭ ઘનફૂટ મિશ્રિત ગેસ વાપરીને ૭ લેમ્પ પાવર જેટલી ગરમી પેદા કરી શકું. પણ સામાન્ય ઊંચાઈએ રહેવા માટે મારે ૯ ઘનફૂટથી વધારે ગેસ વાપરવાની જરૂર નથી. આમ ૨૫ ગેલન પાણીથી ૨૬ દિવસ સુધી હું આનો સતત ઉપયોગ કરી શકું એવી શકયતા છે.

વળી પાણી ખૂટે તો મારું દિલ ચાહે ત્યારે નીચે આવી જોઈએ તેટલું પાણી મેળવી લઈ મારા પ્રવાસને ધારું તેટલો લંબાવી શકું છું.

" આવી મારી યોજના છે, ને તે ખૂબ જ સાદી છે. તેને લીધે હું ધારું તેટલે ઊંચે ને નીચે જઈ શકું તેમ છું."

આમ કહી દાકતરે તેની વાત પૂરી કરી. આટલી ચોકસાઈપૂર્ણ ગણતરીઓ આગળ સાંભળનારાઓ પાસે શંકાની એક પણ દલીલ નહોતી રહી.

## [ ૧૧ ]

સાનુકુળ પવનને લીધે ‘ રેઝોલ્યુટ ’ સ્ટીમર પૂરઝડપે ઝાંઝીબાર તરફ જઈ રહી હતી. પંદરમી એપ્રિલના સવારના અગીઆર થતામાં તો તેણે ઝાંઝીબાર બંદરે લંગર નાખ્યું.

‘ રેઝોલ્યુટ ’ આવી પહોંચ્યા પછી ઝાંઝીબારનો અંગ્રેજી કોન્સલ દાક્તરને સત્કારવા આવી પહોંચ્યો.

‘ રેઝોલ્યુટ ’માંથી દાકતરનો સામાન ઉતારવામાં આવ્યો. પણ બલૂનને ઉતારતી વખતે કોન્સલે જણાવ્યું કે અહીંના હબશી લોકો આ વસ્તુને સમજી નહિ શકે અને ધર્મ વિરૂદ્ધ માની લઇ તેનો વિરોધ કરશે. આ મુશ્કેલી દૂર કરવા દાક્તરે બીજે કયાંય બલૂનને ઉતારવાની વ્યવસ્થા કરવા તૈયાર હતો પણ ‘ રેઝોલ્યુટ ’નો કપ્તાન પેનેટ ના પાડતો હતો.

“ કપ્તાન સાહેબ ! ” દાકતરે કહ્યું “ આપણે તેમના વિરોધને પડકારી શકીએ તેમ છીએ. પણ તેમ કરવા જતાં કયાંક કજીઓ થઇ જાય અને આ બલૂનને એકાદ ગોળી વાગી જાય તો મારે આખો પ્રવાસ બંધ કરવો પડે એ ભય છે.”

“ તો એક રસ્તો છે. ” કોન્સલે કહ્યું : “ સામે પેલો બેટ છે, તેમાંના કોઇ એક બેટમાં તમારૂં બલૂન ઉતારો તો કંઇ વાંધો નહિ આવે. ”

સૌ સંમત થયા ને ‘ રેઝોલ્યુટ ’ સ્ટીમરને ત્યાં લઇ જવામાં આવી.

સોળમી તારીખની સવારે બધો સામાન બેટ પર ઉતારવામાં આવ્યો. સત્તરમીનો આખો દિવસ બલુનના બંને ગોળામાં ગેસ ભરવામાં ગયો. બીજે દિવસે સવારના આઠ વાગ્યા સુધી આ ક્રિયા ચાલુ રહી. લોચા જેવું બલુન હવે ફૂલીને ગોળ બની જમીનથી ઊંચે જવા મંથન કરી રહ્યું હતું.

લંગર, દોરડાં, ઓજારો, પથારીઓ વગેરે બધી વસ્તુઓ તેમાં મૂકી દેવામાં આવી. પાણી ભરી લેવામાં આવ્યું. તથા પંદરેક ટોપલીઓમાં બસોએક રતલ માટી ભરી રાખવામાં આવી. કારણકે કોઈ વખત બલુનને ઝડપથી ઊંચે લઈ જવાની જરૂર પડે તો તે ફેંકી દઇ શકાય.

સાંજના પાંચ થતાં સુધીમાં તો તૈયારીઓ સંપૂર્ણ થઈ ગઈ.

સાંજના સાત વાગે સ્ટીમરના અફસરો, આ ત્રણે પ્રવાસીઓ તથા ઝાંઝીબારના કોન્સલ છેલ્લી વખત સહભોજન કરવા બેઠા. બધાએ શાંત હતા. સાગરની મહારાણી સમા બ્રિટનનાં ત્રણેય અમૂલ્ય પુત્રરત્નો હતાં. સાત સાત સાગર પર બ્રિટિશ નેમની આણ ફરકાવવા, ધરતી છોડી ઝંઝાવાતી સાગર પર જીવન પસાર કરનાર આ સ્ટીમરના અફસરો હતા. સામ્રાજ્યના રક્ષક સ્થંભ તરીકે માદરેવતન છોડી આફ્રિકાના આવા જંગલીઓ વચ્ચે વાસ કરનાર આ કોન્સલ હતો, આફ્રિકાનો અંધારપટ ઉપાડવાનું માન સર્વપ્રથમ ઇંગ્લેંડને મળે તે માટે ખડિયામાં ખાંપણ લઈ મહાપ્રવાસ ખેડનાર આ ત્રણે સાથીદારો હતા! તે બધા પ્રગતિમાન બ્રિટનના જીવંત ભેખધારીઓ હતા—આજીવન કર્મચારીઓ હતા. તેમના જેવા હજારો ને લાખો પર જ સામ્રાજ્ય રચાયું હતું ને વિકસતું હતું.

બીજે દિવસે સવારે કેનેડી દાક્તર પાસે ગયો ને તેનો હાથ પકડી પૂછયું : 'સેમ્યુઅલ ! ખરેખર તું જવાનો જ છે ?"

"હજી તને એમાં શંકા છે ?" દાકતરે સામે સવાલ પૂછયો.

" તને રોકવા મેં શકય તેટલા સર્વ પ્રયત્નો કર્યા. છતાં પણ તું નથી રોકાતો તો હવે હું પણ તારી સાથે આવીશ."

" મને તો પહેલેથી જ એ વાતની ખાતરી હતી. "

ઉપડવાની છેલ્લી ક્ષણ નજદીક આવી રહી હતી. વજ્રશાં હૈયાં કરી પરદેશ, સાગર કે બલુનમાં પ્રવાસ કરનાર આ મહાનુભાવોના દીલમાં કોઇ અકથ્ય લાગણીઓનાં પૂર ઉભરાતાં હતાં.

સવારના નવ થતાં ત્રણે પ્રવાસીઓએ બેઠકમાં જગા લઈ લીધી. દાકતરે ભઠ્ઠી ચાલુ કરી. બલુન વીશ ફૂટ ઊંચે ચડી ગયું.

" દોસ્તો ! સલામ. " દાકતરે ટોપો ઉતારી નીચેનાઓને કહ્યું : " જીવતા હશું તો ફરી કયારેક મળીશું. જો ન મળીએ, જો અમે શહીદ થઇએ તો અમને નહિ તો અમારા આ 'વિકટોરિયા' ને જરૂર યાદ કરજો. વંદેમાતરમ્." દાકતરે બલુનને ઉદ્દેશીને કહ્યું. તેના દીલમાંથી 'વિકટોરિયા' નામ એકાએક સ્ફુર્યું હતું."

" વિકટોરિયા ઝીંદાબાદ ! " કહી સૌએ 'વિકટોરિયા' નામ વધાવી લીધું. દરમિયાન 'વિકટોરિયા' ઊંચે ચડી ગયું હતું ને પવનપ્રવાહમાં વહેતું થયું હતું.

[ ૧૨ ]

આકાશ સ્વચ્છ હતું; ને પવન મંદ હતો. 'વિકટોરિયા' લગભગ પંદરસો ફૂટની ઊંચાઇએ ચડી ગયું હતું.

આટલી ઊંચાઇએ જતાં પવનનું જોર વધ્યું અને 'વિકટોરિયા' દક્ષિણ-પશ્ચિમ દિશામાં ખેંચાવા લાગ્યું. નીચેનું દૃશ્ય એટલું સુંદર હતું કે તે જોવામાં સૌ મશગુલ થઈ ગયા હતા. એક પણ શબ્દ બોલવાની કોઇને પરવા નહોતી.

ઝાંઝીબાર બેટ તથા આફ્રિકાને છૂટી પાડતી સામુદ્રધુની અને સાગરપટની ચાદર પર લીલી કિનાર જડી હોય તેવો હરિયાળો આફ્રિકન કિનારો નજરે પડતાં હતાં. કુદરતી બળોને ઉકેલવા મથતાં આ માનવમગતરાંઓ સામે ભીષણ હાસ્ય હસી રહ્યો હોય તેમ હિંદી મહાસાગર આફ્રિકન કિનારા સાથે તરંગભંગ કરી ફીણાવલી પેદા કરી રહ્યો હતો.

"કેવું સુંદર!" સૌથી પહેલાં જોને શાંતિભંગ કર્યો. કુદરતી વિપુલતા જોઈ તેનું દીલ ખુલી ગયું.

કોઈએ તેને જવાબ ન આપ્યો. સૌ જોવામાં મશગુલ હતા. સૂર્ય તપતો જતો હતો તેમ 'વિકટોરિયા' વધુ ઊંચે જઈ રહ્યું હતું. અત્યારે તે ત્રણ હજાર ફુટની ઊંચાઇએ પવનની પાંખે ઉડતું હતું.

"કેમ કોઈ બોલતા નથી?" જોને કહ્યું.

**" આમાં તે જોવું કે બોલવું ? " દાક્તરે જણાવ્યું.**

" પણ મને તો બોલવું ગમે છે."

" તો તું તારે મુંઝાયા સિવાય બોલ્યા કર."

નાના બાળક માફક જોને આત્મસંવાદ શરૂ કર્યો. તેમાં " હેય.... આમ જુઓ.... વાંદરા તો જુઓ. " વગેરે ઉચ્ચારોનો સમાવેશ થઇ જતો હતો.

બેએક કલાક પછી ' વિકટોરિયા ' કલાકના અઢાર માઇલની ગતિથી આગળ જઈ રહ્યું હતું. નીચેથી આફ્રિકાના પૂર્વ કિનારે આવેલ મારીમા નામનો પ્રદેશ પસાર થઈ રહ્યો હતો. નીચેથી એક ગામ પણ પસાર થયું. નકશો જોઈ દાક્તરે જણાવ્યું કે તેનું નામ કાઓલ છે. આખા ગામની વસ્તી ગામ વચ્ચે એકઠી થઈ ભય અને ગુસ્સાથી બલૂન સામે જોઈ ચીચીઆરીઓ પાડી રહી હતી.

" કાં, હજી ભૂખ નથી લાગી ? " દાક્તરે પૂછયું, ત્યારે જ તેના સાથીદારોને સાંભર્યું કે ખાવાનો સમય થઈ ગયો છે.

જોને કોફી તૈયાર કરી. બિસ્કીટ, કેક વગેરે સાથે ત્રણે જણાએ કોફી લીધી.

પ્રદેશ ખૂબ ફળદ્રુપ લાગતો હતો.

બપોર થતાં નકશો જોઈ દાક્તરે કહ્યું: "આપણે ઉઝારામો પ્રદેશ પરથી પસાર થઈ રહ્યા છીએ. ' વિકટોરિયા ' કલાકના બાર માઇલની ઝડપે ચાલી રહ્યું છે. આપણે ટુંડા ગામ પાસે આવી પહોંચ્યા છીએ. "

"અહીં બર્ટન અને સ્પેક ભયંકર તાવમાં પટકાયા હતા." દાક્તરે કહ્યું.

ગામડાં ઓછા થતાં જતાં હતાં, તથા લીલોતરી પણ ઓછી થતી જતી હતી. હવે દૂર ક્ષિતિજમાં પર્વતો દેખાઈ રહ્યા હતા.

" આ સામે દેખાય છે તે ઉરીઝારા પર્વતની પ્રથમ હાર છે. " દાક્તરે ક્ષિતિજ તરફ આંગળા ચીંધી કહ્યું. " હું માનું છું કે તે ઓળંગ્યા પછી આપણે આજની રાત પસાર કરીશું."

નીચેથી ઝાડની સુંદર ઘટા પસાર થઇ રહી હતી.

" હું માનું છું કે આ ઘટા નીચે જ ઈ. સ. ૧૮૪૫માં મઝનને મારી નાખવામાં આવ્યો હતો." દાક્તરે જણાવ્યું. "આ પ્રદેશના ઠાકોરે તેને કેદ કર્યો હતો અને ધીરે ધીરે તેના કટકે કટકા કરી નાખવામાં આવ્યા હતાં."

આ સાંભળી જોન ઘડીભર ગભરાઇ ગયો. " આવા પ્રદેશમાં આપણે એક ઘડીભર પણ રોકાવું નથી. આપણે તો બને ત્યાં સુધી ઉડયે જ રાખશું."

" સામે દેખાય તે ડયુથુમી પર્વત પસાર કરીએ ત્યાં સુધી તો આપણે નથી જ અટકવાના." દાક્તરે કહ્યું. "હું માનું છું કે સાત વાગતામાં તો આપણે તેને વટાવી જઈશું."

"તો શું રાતે આપણે રોકાવાનું છે?" જોને પૂછ્યું.

" હાસ્તો! આપણે તો આ પ્રદેશ જોવા આવ્યા છીએ! આફ્રિકાને એમને એમ આંખો મીંચી પાર કરી જવા નથી આવ્યા." દાક્તરે જણાવ્યું. "અને પૂરતી સાવચેતી રાખીશું તો આપણે ડરવાનું કારણ પણ શું છે?"

સાડા છ થતાં 'વિકટોરિયા' ડયુથુમી પર્વતની અડોઅડ આવી પહોંચ્યું. તે ઓળંગી જવા માટે 'વિકટોરિયા'ને ત્રણેક

હજાર ફૂટ ઊંચે લઇ જવાની જરૂર હતી. ભઠ્ઠી શરૂ કરવામાં આવી, 'વિકટોરિયા' ક્ષણે ક્ષણે ઊંચે ચડવા માંડયું. સાડા સાત થતાં તો 'વિકટોરિયા'એ ડયુથુમી પર્વતના પશ્ચિમ ઢોળાવ પર ઉતરવા માંડયું. આઠ વાગતા 'વિકટોરિયા'નું લંગર નાખવામાં આવ્યું. તે એક ઝાડ સાથે ભરાઈ જતાં સહેજ આંચકા સાથે 'વિકટોરિયા' અટકયું.

રાત્રે ત્રણે પ્રવાસીઓએ ખૂબ આનંદથી ભોજન કર્યું.

"આપણે કેટલું ઊડી આવ્યા હોઈશું ?" સૂતી વખતે કેનેડીએ પૂછયું.

નકશો જોઈ દાકતરે જણાવ્યું : "આપણે સીધા જ પશ્ચિમમાં ૧૨૦ માઈલ કાપ્યા છે."

રાતના ત્રણ ભાગ પાડવામાં આવ્યા. પહેલા ચાર કલાક દાકતરે ચોકી કરવાની, બીજા ચાર કેનેડીએ ને ત્રીજા ચાર જોને.

ગોઠવણી મુજબ દાક્તારે ચોકી શરૂ કરી અને કેનેડી તથા જોન સૂઈ ગયા

[૧૩]

રાત્રિ શાંતિથી પસાર થઈ. બીજે દિવસે સવારે ઊઠતી વખતે કેનેડીએ બેચેનીની ફરિયાદ કરી. રાતમાં કળતર પણ આવી ગયાનો તેને ડર હતો.

'વિકટોરિયા'એ બીજા દિવસની મુસાફરી શરૂ કરી ત્યારે આકાશ વાદળાંઓથી છવાઇ ગયું હતું તથા વરસાદ પડી રહ્યો હતો.

કેનેડીને તાવ ભરાઈ ગયો હતો.

" સેમ્યુઅલ ! તારી પાસે કંઈક દવા હોય તો મને દે, એટલે જરા તાવ તો ઉતરે. " કેનેડીએ કહ્યું.

" થોડી ધીરજ રાખ. " દાકતરે કહ્યું : " હમણાં તને સાજો કરી દઉં. "

" સાજો કરી દઇશ ? માંદાની મશ્કરી ન કરતા હો તો ?" કેનેડીએ દાક્તરના વાકયને મશ્કરી માની.

" તું જો તો ખરો. હમણાં તને વરાળીઓ શેક કરાવું એટલે ઘડીકમાં સારો. "

" પણ અહીં એ કયાંથી બને ? ,'

" કેમ ન બને ? અહીં આટલા બધાં વાદળાં છે; વરાળ કયાં લેવા જવી પડે તેમ છે ? આપણે 'વિકટોરિયા'ને વાદળાં સુધી ઊંચે લઈ જઈએ એટલે શેક જ થવાનો ને ?"

દશ મિનિટ માંડ પસાર થઇ હશે ત્યાં તો ભઠ્ઠીની ગરમીથી 'વિકટોરિયા' ભેજવાળા વાતાવરણ પાસે પહોંચી ગયું.

" થોડી ધીરજ રાખ. હમણાં આપણે વાદળાં પાર કરી સ્વચ્છ આકાશ તથા સૂર્યકિરણો દેખી શકીશું."

બેઠકની ચારે બાજુ વાદળાંના ગોટેગોટા ઘુમરીઓ ખાઈ રહ્યા હતા. જાણે ઝુંથરીયાં રીછડાં જુદ્ધે ચડયાં હોય! 'વિકટોરિયા' લગભગ ચાર હજાર ફૂટની ઊંચાઈએ ઊડી રહ્યું હતું. વાદળાંને લીધે જમીન નજરે પડતી નહોતી. પશ્ચિમમાં પચાસેક માઈલને અંતરે રૂબેહો પર્વતનાં શિખરો ડોકિયાં કરતાં હતાં. કલાકના વીશ માઈલની ગતિથી 'વિકટોરિયા' માર્ગ કાપી રહ્યું હતું.

ત્રણેક કલાક જતાં દાક્તરના કહેવા પ્રમાણે કેનેડીનો તાવ જતો રહ્યો.

દશેક વાગતાં વાદળાં આડાંઅવળાં થતાં જણાયાં. અર્ધોએક કલાકમાં જમીન દેખાવા માંડી. ઉત્તરમાં લઈ જાય તેવો પવનપ્રવાહ શોધવા દાક્તર 'વિકટોરિયા'ને ઊંચેનીચે લઇ જઈ રહ્યો હતો. છસોએક ફૂટની ઊંચાઈએ તેવો પ્રવાહ મળ્યો.

સાડા અગીઆર થતાં નીચેથી ઈમાંજે સરોવર પસાર થયું. 'વિકટોરિયા' ધીરે ધીરે રૂબેહો પર્વત પાસે આવી રહ્યું હતું.

" હવે જ આપણે ખાસ ધ્યાન રાખવાનું છે." દાક્તરે કહ્યું : "રૂબેહો શબ્દનો અર્થ જ 'પવનમાર્ગ' થાય છે. આ રૂબેહો પર્વતના શિખરો વચ્ચે થઈને આડાંઅવળાં પવનપ્રવાહો પસાર થાય છે."

રૂબેહો પર્વત પાર કરવા માટે 'વિકટોરિયા'ને ઓછામાં ઓછા પાંચ હજાર ફૂટ ઊંચે ચડાવવું પડે તેમ હતું. ભઠ્ઠી

જોશથી ચાલુ થતાં 'વિકટોરિયા'એ ચડવા માંડયું અને થોડા વખતમાં તે છ હજાર ફૂટ ઊંચે ચડી ગયું. તેટલી ઊંચાઈએ હવા વધુ પાતળી હતી. અને શ્વાસ લેવામાં તથા અવાજ સાંભળવામાં સહેજ મુશ્કેલી પડતી હતી.

પવન જોરમાં હતો. 'વિકટોરિયા' નીચે થઇ પર્વતનાં શિખરો એક પછી એક દોડયે જતાં હતાં. આ બધા પર્વતોનાં સ્થાન નકશામાં દાક્તર બરાબર આંકી લેતો હતો.

થોડા વખતમાં જ 'વિકટોરિયા'એ પર્વતની પાછલી બાજુ ઉતરવા માંડયું. ત્યાં લીલોતરી કમ હતી. આછાં ઝાડપાનને લીધે શિખરો બોડાં બોડાં લાગતાં હતાં.

દાક્તરે લંગર ઉતાર્યું. મોટા ઝાડની ડાળીમાં લંગર ભરાતાં 'વિકટોરિયા' ઊભું રહ્યું.

" કેનેડી ! " દાક્તરે કહ્યું : "તું તથા જોન બંદુકો લઈ શિકાર કરવા ઉપડો. હું મારી નોંધ તૈયાર કરી લઉં. તમે જે કંઈ લાવશો તેની આજે આપણે મિજબાની કરીશું."

" ભલે. " કહી કેનેડીએ નીચે ઉતરવા માંડયું.

" પણ જુઓ, ધ્યાન રાખજો. બહુ દૂર ચાલ્યા જતા નહિ. હું અહીં રહ્યો રહ્યો બધું નિરીક્ષણ કરીશ ને જરા પણ શંકા કે ભય ઉત્પન્ન થતાં ગોળીબાર કરીશ. તે સાંભળતાં જ તમારે તરત દોડી આવવાનું."

" જરૂર. " કેનેડીએ જણાવ્યું.

" પણ, જોજો ભૂલતા નહિ. " દાક્તરે છેલ્લી સાવચેતીની સૂચના આપી.

[ ૧૪]

આ તરફનો પ્રદેશ સૂકો તથા પથરાળ હતો. અર્ધો-એક કલાક ચાલ્યા પછી જોન તથા કેનેડીએ જંગલ કહી શકાય તેવી ઝાડીમાં પ્રવેશ કર્યો. બંનેની આંખો ચારે તરફ ફરતી હતી તથા જમણા હાથની આંગળી બંદુકના છેડા પર જ રહેતી, કારણ કે આવા જંગલમાં કઈ ઘડીએ કોની સામે થવું પડે તે કંઈ કહેવાય નહિ.

"આમ કંઈ અંત આવે એમ લાગતું નથી." જોને કંટાળીને કહ્યું.

તે જ વખતે કેનેડીએ જોનનો હાથ ખેંચી તેને અટકવાની નિશાની કરી. થોડે દૂર બારેક હરણોનું ટોળું ઊભું હતું. કેનેડીએ થોડે આગળ જઇ ગોળીબાર કર્યો. આંખના પલકારામાં તો કૂદકા મારતા હરણો નાસી ગયા—ફક્ત તેમાંનો એક કાળીઆર ગોળીથી વીંધાઈ નીચે પડયો પડયો તરફડતો હતો.

"અહીં કાળીઆર ભાગ્યે જ જોવા જડે છે." કેનેડીએ કહ્યું: "તેમાં આવો સુંદર કાળીઆર તો અશકય જ!"

કાળીઆર પાસે આવી જોને તેના કટકા કરવા માંડ્યા.

"તમને ખબર છે કે મારા મનમાં શા વિચારો ચાલી રહ્યા છે?"

"મને એની ક્યાંથી ખબર હોય ?"

"મને થાય છે કે આપણે અહીંથી મુકામે પાછા જઈએ તે પહેલાં જ જો 'વિકટોરિયા' ઉપડી ગયું હશે તો આપણાં મોઢાં કેવાં થઈ જશે ?"

"દાક્તર સાહેબ આપણને રઝળતા મૂકી ચાલ્યા જાય, એવી તું કલ્પના જ કેમ કરી શકે છે ?"

"પણ ધારો કે લંગર છટકી જાય ને પવન બલૂનને ખેંચી જાય તો ?"

"એવું તે કંઈ કદી બનતું હશે ?" કેનેડીએ કહ્યું : "ને કદાચ ધાર કે એમ બને તો પણ સેમ્યુઅલ...."

કેનેડી વાક્ય પુરૂં કરે તે પહેલાં તો બંદૂકનો અવાજ સંભળાયો.

"હેં....!" જોનથી બોલી જવાયું.

"ચલો." કેનેડીએ કહ્યું ને બીજો એક પણ શબ્દ બોલ્યા સિવાય શિકાર ઉપાડી તેઓ ચાલતા થયા.

ત્યાં બીજો ભડાકો સંભળાયો.

"જલદી, દાકતર સાહેબ ભયમાં લાગે છે." કહેતાં બંનેએ દોડવા માંડયું.

થોડે દૂર જતાં 'વિકટોરિયા' તથા તેની બેઠકમાં બંદૂક લઈ ઉભેલો દાક્તર તેમની નજરે પડયો.

"કાં શું છે ?" જોને પૂછયું.

"હબસીઓ 'વિકટોરિયા' પર ચડવા પ્રયત્ન કરતાં હોય તેમ લાગે છે."

ત્યાંથી દોઢેક માઈલને અંતરે વીશેક કાળી આકૃતિઓ

'વિકટોરિયા'વાળા ઝાડના થડ પાસે ગુસ્સાના હાવભાવ કરી રહી હતી. તેમાંની કેટલીક તો ઉપર ચડી નિસરણી સુધી પહોંચવાની તયારીમાં હતી.

" શું થશે ? " જોનથી નિશ્વાસ નખાઇ ગયો. " જલદી ચાલો."

તીવ્ર ઝડપે તેમણે એક માઇલ કાપી નાખ્યો. તેવામાં ફરીથી ગોળીબાર થયો ને નિસરણી મારફત બેઠક સુધી આવી પહોંચેલ એક કાળી આકૃતિ હાથ પહોળા કરી નીચે પડતી દેખાઇ. નીચે પડતી આકૃતિની પૂંછડી જોતાં આવી ગંભીર પરિસ્થિતિમાં પણ જોનથી હસી જવાયું. " અરે, આ તો વાંદરા લાગે છે. "

" હા, વાંદરા; પણ માણસથી યે વધુ ભયંકર. જલદી દોડ."

ઝાડથી થોડે દૂર આવી કેનેડી તથા જોને પણ ઉપરા-ઉપરી અવાજ કરી ચાર વાંદરાઓના જાન લીધા. આમ આવો અણધાર્યો નવો હુમલો થતાં બાકી જીવતા રહેલ વાંદરાઓ પાછળ થોડાંક મડદાં મૂકી નાસી ગયા. ઝાડ પર થઇ કેનેડી બેઠકમાં ચડી ગયો એટલે જોને લંગર છોડયું. થોડી જ ક્ષણોમાં હવામાં ઉંચકાઈ 'વિકટોરિયા'એ મુસાફરી શરૂ કરી.

" અમે ધાર્યું કે હબસી લોકોએ હલ્લો કર્યો છે. " કેનેડીએ કહ્યું.

" હબસી તો નહિ, પણ હબસી કરતાં યે વધુ ભયકર ને કિન્નાખોર. "

ત્રણેને કકડીને ભૂખ લાગી હતી. જોને કોફી તયાર કરી નાખી એટલે ત્રણે જણા જમવા બેઠા.

"કેનેડી સાહેબ! અમારી સાથે આવવા બદલ તમને સંતાપ તો નથી થતો ને?" જોને જમતાં જમતાં પૂછયું.

જવાબમાં કેનેડીના મોઢા પર આછું સ્મિત ફરકયું.

સાંજના ચાર વાગ્યા હતા. 'વિકટોરિયા' તેજ ગતિએ આગળ વધી રહ્યું હતું. નીચેની જમીનની સપાટી ધીરે ધીરે ઊંચી ચડતી જતી હતી.

સાંજના સાત થતાંમાં કાન્યેમે સરોવર પર થઇ 'વિકટોરિયા' પસાર થયું. આ સરોવર દશેક માઇલ લાંબુ હતું, તેના કિનારાની ઝાડીમાં ઝુંપડીઓનાં ઝુંડ હતાં.

સૂર્ય આથમતાં પવન પડી ગયો. દાક્તરે જુદી જુદી ઊંચાઈએ પવનપ્રવાહ શોધવા ફાંફાં માર્યાં પણ વ્યર્થ. પવન પડી જવાથી 'વિકટોરિયા' શાંત ને સ્થિર થઈ ગયું.

રાત્રે ભોજન કરી, વારા પ્રમાણે પહેરો ભરતાં ભરતાં ત્રણે પ્રવાસીઓએ રાત્રિ શાંતિથી પસાર કરી. 'વિકટોરિયા' તો તેમને માટે ઘર જેવું થઈ ગયું હતું.

બીજે દિવસે સવારે દાક્તરને હોકાયંત્ર પરથી માલુમ પડયું કે 'વિકટોરિયા'ની દિશા બદલાઈ છે. તે ઉત્તર-પૂર્વમાં ત્રીસેક માઈલ ખેંચાઈ ગયું હતું.

સવારના સાત વાગતાં બેએક માઈલની જગા રોકી પડેલ પર્વત નજરે પડયો. તેને જોતાં જ દાક્તર બોલી ઉઠયો: "આપણે સાચા માર્ગે જઈ રહ્યા છીએ. આ દેખાય છે તે જીહુ-લા-મકો નામનો પર્વત છે. આપણે પાણી ભરવા ત્યાં ...ડો વખત રોકાઇશું."

" પણ લંગર ભરાવવા ત્યાં કોઈ ઝાડ દેખાતું નથી." જોને શંકા ઉઠાવી.

" છતાં લંગર તો ઉતાર."

દાક્તરના કહેવા સાથે જોને લંગર ઉતાર્યું. 'વિકટોરિયા' ધીરે ધીરે નીચે આવી રહ્યું હતું. લંગર જમીન સાથે ઘસડાઈ આગળ ચાલતું હતું. થોડું આગળ ઘસડાતાં ખડકની બખોલમાં તે ભરાઈ ગયું. 'વિકટોરિયા' અટકયું.

જોન એકલો જઈને અર્ધા પોણા કલાકમાં પાણી ભરી પાછો આવ્યો. ભઠ્ઠી બંધ કરી દેતા બલૂનની બેઠક જમીનને અડી એટલે પાણી સહેલાઈથી અંદર ભરી દેવામાં આવ્યું. કેનેડી ને દાક્તર ઉપર ચડી ગયા એટલે જોને લંગર છૂટું કર્યું અને દાક્તરે ભઠ્ઠી ચાલુ કરી; હવાના થરો વીંધતું વીંધતું 'વિકટોરિયા' ઉપર ચડવા માંડયું ને આગળ ચાલતું થયું.

આફ્રિકાના કેન્દ્રસમા કાઝેહ ગામથી તેઓ માંડ સો એક માઈલ દૂર હતા. 'વિકટોરિયા'ના કલાક ચૌદ માઈલની ગતિથી ઊડી રહ્યું હતું. દાકતરને આશા હતી કે આજે જ તેઓ કાઝેહ પહોંચી જશે.

નીચેની જમીનની ઊંચાઇ વધતી જતી હતી. 'વિકટોરિયા' ને સમુદ્રસપાટીથી સાડા ત્રણ હજાર ફૂટની ઊંચાઈએ રાખવું પડતું હતું.

બપોરના બે થતાં તો 'વિકટોરિયા'માંથી કાઝેહ ગામ નજરે પડયું. કાઝેહ આફ્રિકન પૂર્વ કિનારાથી સાડા ત્રણસો માઈલ અંદરના ભાગમાં આવેલું હતું.

"આપણે ઝાંઝીબારથી સવારના નવ વાગ્યે નીકળ્યા હતા." દાક્તરે પોતાની નોંધપોથી તરફ નજર ફેંકતાં ફેંકતાં કહ્યું : "એ દિવસની મુસાફરી દરમિયાન આડાઅવળા થઈને આપણે કુલ ૫૦૦ માઈલની મુસાફરી કરી છે. આટલી જ મુસાફરી કરતાં બર્ટન અને સ્પેકને ફક્ત સાડા ચાર મહિના લાગ્યા હતા !" દાક્તરે 'ફક્ત' શબ્દ પર ભાર મૂકી કહ્યું.

ખરું કહીએ તો મધ્ય આફ્રિકાના કેન્દ્રસમું આ કાઝેહ કંઇ મોટું શહેર નથી. આફ્રિકાના મધ્ય ભાગમાં શહેર જેવું કંઈ હોતું જ નથી જંગલની દશ ખુલ્લી જગાઓના જથ્થામાં કાઝેહ વસેલ છે. ત્યાં ઘર કહી શકાય તેવી ઝુંપડીઓ બાંધી હબસીઓ રહે છે આ ઝુંપડીઓ ફરતા બગીચા તથા ખંતપૂર્વક ખેડાતાં ખેતરો પણ છે.

ઉન્યામવેઝી પ્રદેશ તો આફ્રિકાના ચરોતર (ચારૂતર) સમો ફળદ્રુપ પ્રદેશ છે. તેના મધ્ય ભાગમાં જ આ કાઝેહ "શહેર" આવેલ છે. શુદ્ધ આરબ વંશના ઓમાની કુટુંબના કેટલાક આરબ નબીરાઓ પણ ત્યાં વાસ કરે છે.

આ આરબો આફ્રિકા અને અરબસ્તાનની અંદરના પ્રદેશો સાથે વેપાર ખેડે છે. હાથીદાંત તથા ગુલામો તેમના વેપારની મુખ્ય ચીજો છે. અહીં તેમની પત્નીઓ, કુટુંબો તથા નોકરોચાકરો સાથે તેઓ જરા પણ ચિંતા સિવાય ખાવું, પીવું, સુવું ને લહેર કરવી એવા સુંદર સિદ્ધાંતો આચરી કુદરતને ખોળે જીવી રહ્યા છે.

આવી વિશાળ ખાલી જગાઓ વચ્ચે ફળફૂલથી લચ્યા-પચ્યા રહેતાં વિશાળ ને ગીચ વનવૃક્ષો વચ્ચે મધ્ય આફ્રિકાના કેન્દ્રસમું આ કાઝેહ આવેલ છે.

અંધારા આફ્રિકાનો વેપાર ખેડતા કાફલાઓ ત્યાં મળે છે; દક્ષિણમાંથી જીવતા માનવપ્રાણીઓને જંજીરે જકડી વેચતા આરબ સોદાગરો તથા પૂર્વ અને ઉત્તરમાંથી હાથીદાંત અને કપાસ લઈ જતા વ્યાપારીઓ પણ ત્યાંથી જ પસાર થાય છે.

વ્યાપારી કાફલાના આ ધોરી માર્ગો પર હબસી ગુલામોની દીલ કંપાવતી ચીચીઆરી અર્ધભૂખ્યા મજુરોનો બડબડાટ, ગધેડાનું ભૂંકણ, સ્ત્રીઓનાં ગામઠી ગીતો, બાળકોનાં કજીયા ને મોટા મોટા કાફલાને પણ એક જ શબ્દે મુજવનાર જમાદારોના હાકોટા અવિરત ચાલુ જ હોય છે.

'વિકટોરિયા'ને આવતું જોઈ આવતા કાફલાઓ પ્રથમ શાંત ને સ્થિર થઈ ગયા. અને પછી કોઈ મહા ભયંકર આફત આવી હોય તેમ એ બધા આરબો, હબસીઓ, છોકરાંઓ, પુરુષો ને સ્ત્રીઓએ જીવ લઈ ને નાસવા માંડયું.

" સેમ્યુઅલ " કેનેડીએ કહ્યુંઃ " આફ્રિકાના આવા પ્રદેશોને ડહોળી વળતા આ માણસો પર આપણે આવી જ અસર પાડીશું તો તો પછી ભવિષ્યમાં તેમની સાથે વ્યાપાર-વાણિજ્ય ખીલવવાનું અશક્ય નહિ થઈ પડે ? "

" કાલની વાત કાલે કરજો. " જોને કહ્યું, " પણ જો તમારે વેપારની જ ખીલવણી કરવી હોય તો દોડો આજે ને અત્યારે જ, નીચે પુષ્કળ માલ પડેલો છે. તે ઉપાડી લઈ મારી મૂકો "

" તારે મન તો એ છોકરાની રમત જેવું છે, નહિ જોન?" દાક્તરે કહ્યું. " પણ આ લોકોને ઘડીક જ ડર લાગે એટલું. પછી તો તે બધાય કુતૂહલથી આવશે કે આ તે છે શું ?"

" તો શું તેઓ અહીં આવશે એમ ધારો છો ? "

" આવવા જ જોઈએ. આફ્રિકાના આ અફાટ જંગલોમાં વાઘ, સિંહ, ગેંડા, હાથી કે ગોરીલા જેવાં ભેંકાર રાની પશુઓના સાથમાં કુદરતના ખોળે રમનાર ને સુખે સૂનાર આ માણસો આપણે માનીએ છીએ તેટલા ડરપોક નથી હોતા. મારે તો બને તો તેમનો પરિચય પણ કરવો છે." દાકતરે જણાવ્યું.

" ગાંડા તો નથી થયા ને ? "

" હું....' કહી દાક્તર આછું હસ્યો. " કાઝેહમાં તો ચાલાક ને સંસ્કારી આરબ વેપારીઓ પણ રહે છે. મને યાદ છે કે બર્ટન અને સ્પેકે તેમના આદરસત્કારને વખાણ્યો છે. આપણે પણ તેનો લાભ કાં ન ઉઠાવી શકીએ ? "

ધીરે ધીરે નીચે આવતા 'વિકટોરિયા'નું લંગર કાફલાના પડાવ પાસેના એક ઊંચા ઝાડની ડાળી સાથે ભરાયું. તે વખતે આખા ગામની વસ્તી ધીરે ધીરે બહાર આવી, શંકિત નજરે 'વિકટોરિયા'ને જોવા લાગી. ગામના ધર્મગુરુઓ જેવી લાગતી કેટલીએ વ્યક્તિઓ ટોળે મળી. તેમની ચારે બાજુ બૈરાંછોકરાં તથા ગામના બીજા માણસો વીંટળાઈ વળી પ્રશ્નોનો મારો ચલાવી રહ્યા હોય તેવું ઉપરથી દેખાતું હતુ. છેવટે ઢોલીએ ઢોલક બજાવવા માંડયું ને સૌએ ઘુંટણીએ પડી હાથ જોડયા.

" આ રીતે તેઓ ઈષ્ટદેવની પૂજા કરે છે. ' દાક્તરે કહ્યું. " મને લાગે છે કે આપણે સુંદર પાઠ ભજવી શકીશું."

" શેનો ? " જોને તરત જ પૂછયું.

" દેવનો. "

તેવામાં એક હૃષ્ટપુષ્ટ વ્યક્તિએ ઊંચો હાથ કરી ઊંચા

અવાજે કંઈ કહ્યું એટલે બધા એકદમ શાંત થઈ ગયા. પછી તેણે અસ્પષ્ટ ને ન સમજાય તેવી ભાષામાં બલૂનને ઉદ્દેશીને કંઈક કહ્યું. પણ તે ન સમજી શકવાથી દાક્તરે અરબી ભાષાના થોડા શબ્દો ઉચ્ચાર્યા. નીચેથી તેનો જવાબ પણ અરબી ભાષામાં દેવામાં આવ્યો. તેમાંથી દાક્તરને સમજાયું કે 'વિકટોરિયા'ને ચંદ્ર માનવામાં આવ્યો છે તથા તેમને ત્રણેને નીચે પધારવા ખૂબ જ આજીજી કરવામાં આવી છે

દાકતરે પણ ખૂબ જ ગંભીરતા તથા ભવ્યતા ધારણ કરી કહ્યું કે વર્ષો સુધી પરિભ્રમણ કર્યા પછી, તમારી ભકિતથી ખુશ થઈ ખુદ ચંદ્રદેવ તમને દર્શન દેવા પધાર્યા છે. જવાબમાં નીચેથી જણાવવામાં આવ્યું કે અહીંના આણી (સુલતાન) વર્ષોથી બિમાર છે તથા તેઓ સાજા થવા ચંદ્રદેવની પુજા કરી રહ્યા છે. આ પુજાનું આજ ફળ મળ્યું! આમ કહી તેણે હર્ષોન્નાદ કર્યો તથા ટોળાંએ તે વધાવી લીધો.

"તે શું તું એ હબસી રાજા પાસે જવાનો છે?" કેનેડીએ પૂછ્યું.

"જરૂર. આ માણસો તો સ્વભાવે સરળ લાગે છે. ઉપરાંત વાતાવરણ પણ શાંત હોવાથી 'વિકટોરિયા' માટે પણ કંઈ ડર સેવવાની જરૂર નથી."

"પણ ત્યાં તું કરીશ શું?"

"અરે, જરાક દવા આપી ચાલ્યો આવીશ."

પછી તેણે ટોળાંને ઉદ્દેશીને અરબીમાં કહ્યું: "ઉનીયામ-વેઝીના પ્રજાજનોના પ્રાણપ્યારા સુલતાનની આજીજીઓ ધ્યાનમાં લઈ અમે ચંદ્રપુત્રો આવ્યા છીએ. તો અમને સત્કારવા તમે શું કરશો?"

ટોળાંનો હર્ષોન્નાદ એકાએક વધી ગયો, અને માથાના વાળના તથા શરીરના રંગ વચ્ચે કોઈ પણ જાતનો ભેદ ન પારખી શકાય તેવું આ ટોળું આગળ ચાલવા માંડ્યું.

"જુઓ, આપણે હવે બરાબર ધ્યાન રાખવાનું છે." દાક્તરે ધીરેથી કહ્યું. "કોઈ પણ ક્ષણે આપણે અહીંથી ઉપડવાને તૈયાર રહેવું પડશે. ડીકે બેઠકમાં જ રહેવાનું છે તથા ચૂલાનું ધ્યાન રાખવાનું છે. મારે અને જોનને નીચે જવાનું છે. પણ જોનને નીસરણી પાસે ઊભા રહેવાનુ છે."

"તો શું આ જંગલીઓના ગામમાં તું એકલો જવાનો છે?" કેનેડીએ પૂછ્યું.

"સાહેબ! હું તમારી સાથે આવું તો?" જોને પૂછ્યું.

"ના, તારી જરૂર નથી. આ માણસો ચંદ્રનું બહુમાન કરે છે. મને આવી જડ રૂઢિનું રક્ષણ હોવાથી ડરવાની જરૂર નથી. આપણે સૌ સાવચેતીપૂર્વક પોતપોતાની ફરજ બજાવીશું તો જ પાર ઊતરીશું."

પ્રાથમિક મદદની પેટી લઈ દાક્તર નીચે ઉતર્યો, ત્યારે આખું ટોળું જમીન પર લાંબું થઈ દાકતરને પગે લાગ્યું. ટોળાંની સાથે દાક્તરે 'રાજમહેલ' તરફ પ્રયાણ કર્યું ત્યારે લગભગ બપોરના ત્રણેકનો શુમાર હતો.

દાક્તર ખૂબ જ દમામથી ચાલી રહ્યો હતો. ગામના ધર્મગુરુઓ તેની પાસે પાસે ચાલતા હતા. સામેથી આવતા એક કુમારને જોઈ ટોળું ઉભું રહ્યું તથા દાક્તરની આગળ ચાલતી વ્યક્તિઓએ બાજુએ ખસી આવનાર જુવાન માટે જગા કરી. તે જુવાન સુલતાનનો પાટવીપુત્ર હતો. તેણે પણ લાંબા થઇ ચંદ્રપુત્રને નમસ્કાર કર્યા.

પોણાએક કલાક પછી આ ટોળું ખડકમાંથી કોતરી કાઢેલ મકાન જેવા એક સ્થળ પાસે આવી પહોંચ્યું. મકાનની બહાર મોટાં ઝાડના થડને ટેકે એક ઓસરી પણ કાઢવામાં આવી હતી. તથા ઝાડને કોતરવાનો પ્રયત્ન પણ કરવામાં આવ્યો હતો. દિવાલો પર લાલ માટીથી માણસો તથા સાપનાં ચિત્રો દોરવામાં આવ્યાં હતાં.

મધ્ય આફ્રિકાના વિખ્યાત વાન્યામવેઝી વંશના સુદૃઢ અને કદાવર વંશજોએ દાક્તરનો સત્કાર કર્યો. તેમના કાનમાં લાકડાની મોટી કડીઓ હતી તથા ખભા સુધી નીચે ઢળતા વાળને નાનાં ગુંચળાઓમાં બાંધી લેવામાં આવ્યા હતા. બારણે ઉભેલા સૈનિકના હાથમાં લાંબો ભાલો, ઢાલ તથા ધનુષ્ય બાણ હતાં.

દાકતરે મહેલમાં પ્રવેશ કર્યો. સુલતાનના સ્ત્રીઅંગરક્ષકોએ "ઉપાટુ" (માટીના વાસણો–જલતરંગ જેવું)ના તથા "કીલીન્ડો.' (છ પાયાવાળું નગારૂં)ના અવાજથી તેનો સત્કાર કર્યો.

આ સ્ત્રીઓનો મોટો ભાગ ખુશમિજાજી જણાતો હતો તથા લાંબી કાળી ચલમોમાં તમાકુ પી રહ્યો હતો. પણ તેમનામાંની છ રક્ષિકાઓનાં મોઢા ખૂબ જ પડી ગએલાં હતાં, કારણકે રાજા મરી જાય તો તેમને પણ તેની સાથે જમીનમાં જીવતી દટાવાનું હતું.

આ બધા તરફ એક નજર કરી લઈ દાકતર રાજાના લાકડાના પલંગ તરફ ગયો. પથારીમાં પડેલ વ્યક્તિ ચાળીશેક વર્ષની લાગતી હતી. તેના મોઢા પરથી જ લાગી આવે તેમ હતું કે હવે તે દવાઓ પી પી કંટાળી ગયો હતો. તે તદ્દન બેભાન પડયો હતો.

દાકતર જેવી દૈવી વ્યક્તિ તરફ સૌ કોઈ આશાતુર મીટ માંડી રહ્યા હતા. થોડીક અતિ ઉત્તેજક દવા દેવાથી રાજાએ ઘડીક હલનચલન કર્યું. કલાકોથી સ્થિર ને બેશુદ્ધ પડેલ શરીરના આવા હલનચલનથી આજુબાજુના લોકોમાં ખૂબ ઉત્સાહ વ્યાપી ગયો.

દાકતર સમજતો હતો કે વધુ રોકાવું જોખમભર્યું હતું. તેથી તેના 'પુજારીઓ'ની અવર્ણનીય કાકલુદી ને આજીજીઓને નકારી તે ચાલી નીકળ્યો. સાંજના છએક થયા હતા. તેણે 'વિકટોરિયા' તરફ ચાલવા માંડયું.

આ બધા સમય દરમિયાન જોન તો બલૂનની નીસરણી પાસે બેઠો હતો. તેની આસપાસ વીંટળાઈ વળેલ હબસીઓનું ટોળું અંદરઅંદર ચિત્રવિચિત્ર વાતો કરી રહ્યું હતું તથા વારંવાર જોનને ચંદ્રપુત્ર ધારી માન આપી રહ્યું હતું.

દૂરથી આવતા દાકતરને તેને જોયો. તેની આજુબાજુનું ટોળું ઉત્તેજીત જણાતું હતું. પાદરીઓ તો દાકતર તરફ ગુસ્સાની પણ ચેષ્ટા કરી રહ્યા હતા. જોનને થયું કે શું થયું હશે ? દાકતરની દવાથી રાજાનું મરણ તો નહિ થયું હોય ? કેનેડી પણ પોતાની જગાએથી આ જોઈ રહ્યો હતો. તેને પણ કારણ સમજાતું નહોતું. નિસરણી પાસે આવી દાકતરે એકાએક ચડવા માંડયું. " એક પણ ક્ષણ ગુમાવ્યા સિવાય ઉપર ચડી જા." દાકતરે જોનને કહ્યું. "લંગર છોડવાની તસ્દી ન લઇશ. આપણે દોરડું કાપી નાખીશું."

"પણ છે શું ?" ઉપર ચડતાં ચડતાં જોને પૂછ્યું.

"થયું શું ?" હાથમાં ભરેલ બંદૂક પકડી ઉભેલ કેનેડીએ પૂછ્યું.

" આમ જુઓ." કહી દાકતરે ક્ષિતિજ તરફ હાથ લંબાવ્યો.

" અરે! ચંદ્ર ઊગ્યો!" જોન બોલી ઉઠયો.

" હવે સમજાયું." કેનેડીએ કહ્યું.

ક્ષિતિજમાંથી ડોકિયું કાઢતા ચંદ્રે 'વિકટોરિયા' ચંદ્ર છે તેવી હબસીઓની ધારણાને હલાવી નાખી હતી. હવે તો એક સાથે બે ચંદ્રદેવ થયા! એટલે હબસીઓને આ દેવતા જૂઠા લાગ્યા. આથી તેઓ ઉત્તેજીત થઇ ગયા હતા.

જૂઠા દેવ હાથમાંથી છટકી ગયા તે જોઈ કાઝેહની વસ્તી ખૂબ ગુસ્સે થઈ બૂમબરાડા પાડી રહી હતી. તેમાંના કોકે તો પત્થર તથા બાણનો ઘા પણ કર્યો.

ટોળાંમાંથી એક ધર્મગુરુ કંઇક નિશાની કરી દોરડું પકડી 'વિકટોરિયા'ને નીચે ખેંચી લેવા ઝાડ ઉપર ચડવા મંડયો.

" કાપી નાંખું ?" જોને હાથમાં કુહાડી લઈ કહ્યું.

" ઉતાવળ નથી. કાપતાં કયાં વાર લાગવાની હતી ?" દાકતરે કહ્યું.

ઝાડ પર ચડેલ પાદરીએ દોરડું ખેંચવાનો પ્રયત્ન કરતાં લંગર ડાળીમાંથી છટકયું અને બલૂને ઊંચે ચડવા માંડયું. પાદરીના પગમાં લંગર ભરાઈ જવાથી તે પણ બલૂન સાથે હવાની સફરે ઉપડયો.

"દોરડું કાપી, આપણે આ બિચારાને વચ્ચે પડતો મૂકીશું?" કેનેડીએ પૂછ્યું.

"ના, ના." દાકતરે કહ્યું. " આપણે તેને હળવે રહીને જમીન પર ઉતારીશું. આવી સફર માણ્યા પછી, પાછું વળી

બલૂન તરફ નજર કરવા પણ તે એક ક્ષણ પણ ઊભો નહિ રહે.

'વિકટોરિયા' લગભગ હજારેક ફૂટ ઊંચે ચડી ગયું હતું. બિચારો હબસી ખૂબ સખ્તાઇથી દોરડા સાથે ચોંટી રહ્યો હતો. અર્ધોએક કલાક પછી દાકતરે બલૂનને નીચે ઉતારવા માંડયું. જમીનથી વીશેક ફૂટ ઊંચેથી હબસીએ પડતું મૂકી મુઠીઓ વાળી, પાછું જોયા સિવાય નાસવા જ માંડયું. બલૂન જમીન સુધી પહોંચે તેટલી રાહ જોવાની તેની ધીરજ નહોતી. તેને બીક હતી કે બલૂન તદ્દન નીચે ન પણ જાય !

# [ ૧૬ ]

"બિચારા ચંદ્રને ખ્યાલ પણ નહિ હોય કે તેને નામે આપણે કેવું ધતીંગ ચલાવ્યું છે?" જોને ચંદ્ર સામે જોઈ કહ્યું. "પણ તમારા દરદીની તો વાત કરો!"

"કાઝેહનો સુલતાન કેવોક હતો?" કેનેડીએ પૂછ્યું.

"અધમૂવા દારૂડીયા જેવો!" દાક્તરે કહ્યું. "તેના મરવાથી તેની છ અંગરક્ષિકાઓને મરવું પડશે. તે સિવાય બીજી કંઈ ખોટ કોઈને આવવાની નથી."

"એ રક્ષિકાઓનું શું થવાનું?" કેનેડીએ પૂછ્યું.

"તેમને સુલતાનના શબ સાથે દાટી દેવાનો ત્યાં રીવાજ છે."

"હેં....જંગલી!" જોનથી બોલી જવાયું.

આ અને આવી બીજી વાતચીતો દરમિયાન જોને ચંદ્રનું કોઈ નવી જ દૃષ્ટિથી નિરીક્ષણ કર્યું. ઉત્તરમાં કાળાં વાદળાં ઘેરાયે જતાં હતાં. પવન 'વિકટોરિયા'ને વાયવ્ય દિશામાં ઘસડી જઈ રહ્યો હતો.

સાંજના આઠેક થતાં તેઓ ૩૨° ૪૦' રેખાંશ અને ૪° ૧૭' અક્ષાંશે પહોંચ્યા. પવનનું જોર ખૂબ વધતું જતું હતું. 'વિકટોરિયા'ની ગતિ કલાકે પંદર માઈલને બદલે પાંત્રીસ માઈલની થઈ ગઈ હતી. તેમની નીચે થઇને ફ્યુટોના ઢોળાવવાળાં મેદાનો તીવ્ર વેગે પસાર થઈ રહ્યા હતા. બધો જ દેખાવ ખૂબ ખુશનુમા હતો. પ્રવાસીઓ તેને જોઇ ખુશી થતા હતા.

ઘેરાતાં કાળાં વાદળાં પર સૂર્યનાં લાલગુલાબી કિરણોની

શેડ છેલ્લા ઝબકિયાં મારી રહી હતી. વિશાળ વૃક્ષો, અફાટ હરિયાળાં મેદાનો ને સાગરનાં મોજાં શો ટેકરિયાળ પ્રદેશ. દૂર દૂર નજર પહોંચે ત્યાં સુધી પર્વતની આછી રેખાનું નામ-નિશાન પણ દેખાતું નહોતું.

દૂર દૂરના હરિયાળાં મેદાનોને સર્પાકારે છેદતો ટાંગાનિકા સરોવરનો મુખ્ય ભાગ માલાગાઝારી નજરે પડતો હતો. તેના વિશાળ પટમાં બીજાં કેટલાંએ નાનકડાં ઝરણાં તેમનું પાણી ઠાલવતાં હતાં.

પ્રેરી મેદાનોના ઘાસની ઊંડી ચાદરમાં કેટલાંએ પ્રાણી લપાઇને પડયાં રહેતાં. જ્યારે ઘાસના મેદાન વચ્ચે ઠેરઠેર આવેલ ઝાડીઓમાં હિંસક પ્રાણીઓ સિંહ, વાઘ અને વરૂ રહેતાં.

" શિકાર માટે કેવો સુંદર પ્રદેશ છે ! " કેનેડીથી સહસા બોલી જવાયું.

" પણ ભાઇ, આ રાત છે. ને તે પણ મધ્ય આફ્રિકાની ભેંકાર રાત્રિ ! ઉપરાંત અહીં આકાશી તોફાનોનો પણ કોઇ શુમાર નથી હોતો." દાક્તરે કહ્યું. "અહીં તો સૂર્યનાં અગ્નિ-ઝરતાં કિરણો બારે માસ સીધાં પડે છે."

" દાક્તર સાહેબ ! પવન પડી ગયો છે. વરસાદનાં નિશાન તો નથી ને ? " જોને પવન પડી જતાં પ્રશ્ન કર્યો.

" તો તો નીચે ઉતરવું પડશે, કેમ ? " કેનેડીએ કહ્યું.

" ના, ના હું તો ઉલટો ઊંચે ચડવા માગું છું." દાક્તરે કહ્યું. " ભેજવાળા વાતાવરણને પસાર કરતી વખતે બીજા માર્ગે ખેંચાઇ જવા સિવાય મને બીજો ડર નથી. "

" તે આપણે કઇ તરફ જવું છે ? " કેનેડીએ પૂછયું.

" બને તો હજી સાત આઠ ડીગ્રી ઉત્તરમાં જવું છે, ત્યાં

નાઈલનું મૂળ હોવાની શકયતા છે. કદાચ કેપ્ટન સ્પેકની ટુક-ડીની પણ આપણને કંઈક ભાળ મળે."

"અરે, પેલો હીપોપોટેમસ તો જુઓ." જોન વચ્ચે બોલી ઉઠયો. "માંસનો તો ઢગલો જ કર્યો છે. ને પણે જુઓ તો ખરા. પાણી બહાર ડોકાં કાઢી મગરો પડ્યાં છે. કેવો સુંદર દેખાવ છે!"

"મુસાફરીની મજા તો આપણે જ માણીએ છીએ, હોં દાકતર." કેનેડીથી બોલી જવાયું. "અને પણે વરૂઓની આખી ટુકડી જાય છે તે તો જુઓ. બસોથી ઓછા નહિ હોય."

"કાં કેનેડી સાહેબ! તમને તો આવવાની જ ઇચ્છા નહોતી ને?" જોને સંભારી આપ્યું.

"એ કંઈ વરૂનું ટોળું નથી." દાક્તરે કહ્યું. "એ તો વિખ્યાત શિકારી કુતરા છે. વખત પર તેઓ સિંહની પણ સામે થઇ જાય છે. માણુસ લાગમાં આવ્યો તો તો ટુકડે ટુકડા કરી નાખે."

વાતાવરણ તંગ થઈ રહ્યું હતું. પશુપક્ષીઓ કીકીઆરી કરી નાસી રહ્યાં હતાં. ભાવિ ગાજવીજના ભણકારા વાગી રહ્યા હતા.

"આપણે નીચે ઉતરીશું?" ઊંચેની પાતળી હવાથી જરા મુંઝવણ થવાથી કેનેડીએ પૂછ્યું.

"પણ તોફાનનું શું?" દાક્તરે પૂછ્યું.

"પવનથી ખેંચાઈ જવાનો તને ડર લાગતો હોય તોય આપણી પાસે બીજો કોઈ રસ્તો હોય તેમ મને નથી લાગતું."

"મને તો લાગે છે કે તોફાન આજ રાત્રે નહિ થાય." જોને કહ્યું. "વાદળાં હજી ખૂબ ઊંચે છે."

" તેથી જ બલૂનને ખૂબ ઊંચે લઈ જઇ વાદળાંની પેલી પાર ચાલ્યા જવાનું મને વધુ યોગ્ય લાગે છે."

" તેમ તો તેમ, પણ જલદી નક્કી કરી લે." કેનેડીએ કહ્યું.

" પવન તદ્દન પડી ગયો છે. તે કરતાં થોડો પવન હોય તો આપણે તોફાનની આગળ ને આગળ ઉડયે જાત." જોને કહ્યું.

" વાદળાંની પેલે પાર ચાલ્યા જવામાં ભય પણ ઓછો નથી. વાદળાંમાં પ્રચંડ ચક્રાકાર વાયુપ્રવાહો વહેતા હોય છે. તેમાં ખેંચાઈ જવાનો ડર છે. ઉપરાંત વીજળીના તણખાથી બલૂન સળગી જવાનો પણ ડર છે. બીજી તરફ જો કોઇ ઝાડ સાથે લંગર બાંધી રહીએ તો પવનના જોરે જમીન સાથે ભટકાઈ આખું માળખું તૂટી જવાનો ડર છે." દાક્તરે ગંભીરતાથી કહ્યું.

" તો કરવું શું ?"

" મને તો લાગે છે કે જમીન અને આકાશનાં જોખમો વચ્ચેના પટામાં 'વિકટોરિયા'ને રાખવાની જરૂર છે. આપણી પાસે ભઠ્ઠી માટે જોઇએ એટલું પાણી પણ છે, તથા બલૂનને ઊંચે ચડાવવા માટે નીચે ફેંકવાનું વજન પણ છે. જરૂર પડશે તો તેનો ઉપયોગ કરીશું."

" અમે પણ મદદ કરીશું."

" ના. તમે સૂઈ જાઓ." દાક્તરે કહ્યું. " જરૂર પડશે ત્યારે હું જગાડીશ.

" પણ હજી કાંઇ ભય દેખાયો નથી ત્યાં સુધી તમે જરા આરામ કરો તો વાંધો શું છે?" જોને પૂછ્યું.

"ના, ના. તમે મારી આટલી ચિંતા કરો છો તે જાણી મને ખૂબ આનંદ થાય છે; પણ હું જાગતો જ રહું તે બહુ જરૂરી છે. અત્યારે તો પવન પડી જવાથી 'વિકટોરિયા' તદ્દન સ્થિર છે. તેમાં જો કંઈ ફેરફાર નહિ થાય તો તો કાલે પણ આપણે અહીં જ હોઈશું."

"ઠીક ત્યારે, શબ સલામ (રાતની સલામ)." કહી કેનેડી અને જોને સૂવાની તૈયારી કરી.

વાદળાંઓનો ઘૂમ્મટ ક્ષણે ક્ષણે નીચે આવી રહ્યો હતો. પૃથ્વીની ક્ષિતિજ પર ફાટવાની તયારીમાં જ હોય તેવો કાળો ઘૂમ્મટ છવાઈ ગયો હતો. પ્રચંડ ઝંઝાવાતો પહેલાંની ગંભીર શાંતિ સર્વત્ર માલૂમ પડતી હતી. એ કાળા ઘૂમ્મટને ચીરતો સોનેરી ઝબકારો ઘોર તિમિરના રાજ્યને છેદી એકાદ ક્ષણ નજરે પડયો ને ફરી પાછો એનો એ કાળો અંધારસાગર. વીજળીના ઝબકારા પછી એકાદ ક્ષણે કાન ફાડી નાખે તેવી મહાભિષણ ગર્જના સંભળાઈ—જાણે કે મેઘરાજ જુદ્ધે ચડતા હોય!

"તૈયાર!" દાક્તરે બૂમ પાડી.

મેઘગર્જનાથી તેના સાથીદારો ચમકીને જાગી ગયા હતા.

"નીચે ઉતરવું છે?" કેનેડીએ પૂછ્યું.

"ના, ત્યાં બલૂનને સ્થિર નહિ રાખી શકાય. આ વાદળાં તૂટી પડે ને ભયંકર વાવાઝોડું શરૂ થાય તે પહેલાં આ ઝંઝાવાતી શાંતિનો લાભ લઈ ઊંચે ચડી જવું છે."

ભઠ્ઠી ચાલુ થઈ ને 'વિકટોરિયા'એ ઉપર ચડવા માંડયું.

આફ્રિકાના આ આકાશી પ્રવાસખેડુઓને હજી તો

વિષુવવૃતના તોફાનોનો પ્રથમ જ અનુભવ થવાનો હતો. કાળા પડદાને ચીરી ફરી એક વાર વીજળીની સોનેરી જીભ લબકારો મારી ગઇ. ને પછી તો દશે દિશામાં વીજળીના ઝબકારે ઘડીક તો કાળા ઘોર અંધારીઆ રાક્ષસો સામે ધમસાણુ માંડ્યા. વીજળીના ચમકારા સાથે કડકડાટી કરતી મહા પ્રચંડ મેઘગર્જનાઓ થતી. જાણે આકાશ કોઇ મહાપ્રસવની વેદના-માંથી પસાર થઈ રહ્યું હોય! વીજળીના ધમપછાડા અને મેઘ-ગર્જનાની છાતી ધડકાવતી ચીસો! એકાદ ક્ષણ વધુ, ને વરસાદ શરૂ થયો.

"ખલાસ! મોડા પડ્યા!" દાક્તર બોલી ઉઠયો. "હવે તો આપણે 'વિકટોરિયા'ને તરત જ સળગી ઉઠે તેવા હવાના થરમાંથી પસાર કરવું પડશે."

"તો નીચે ઉતારો! જલ્દી!" જોન બોલી ઉઠયો.

"ત્યાંનું જોખમ પણ તેવું જ છે. આપણે પૂરઝડપે ઉપર જ ચડવું જોઈએ."

આખું આકાશ અગ્નિરેખાઓથી સળગી ઉઠયું હતું. વાવાઝોડું પણ શરૂ થઇ ગયું હતું. દાક્તરે ભઠ્ઠીને પૂરઝડપે ચાલુ કરી દીધી વિકટોરિયા' ઊંચે ચડતું હતું. સળગતા અંધારપટ અને તેની વચ્ચે હવે હાથવેંતનું જ અંતર હતું. કુદરતી તાંડવ અને માનવ મહાશક્તિ વચ્ચે આકરૂં જુદ્ધ જામ્યું હતું.

"સમાલજો!" દાક્તરે કહ્યું. "હવે પછી જ કસોટી છે. આપણે વીજળી-પટમાં આવી પહોંચ્યા છીએ. બલૂન ગમે તે ક્ષણે સળગી જાય તે માટે આપણે તૈયાર રહેવાનું છે."

પવન તથા મેઘગર્જના વચ્ચે દાક્તરના શબ્દો ભાગ્યે જ કોઈ સાંભળી શકે તેમ હતું. પણ વીજળીના તણખાઓથી શાંત ને સ્થિર ભાવે ઊભેલા દાક્તરને તેઓ દેખી શકતા હતા. દરેકનાં દીલ ધડકતાં હતાં. વાસ્તવિક કુદરતનાં તાંડવો કરતાં પણ વધુ પ્રચંડ ઝંઝાવાતો બેઠકમાંના માણસોના કલ્પનાપ્રદેશમાં ઉપડ્યાં હતાં. એક બાજુ ભેંકાર ને અણજાણ મોત હતું. બીજી બાજુ જીવતા માણસ માટે જોવાને અશક્ય અને અકલ્પ-નીય એવું સુંદર, ભવ્ય છતાંયે ભયંકર દૃશ્ય નજરોનજર નિહાળવાનું હતું.

વાદળાંના થરો પસાર કરતું 'વિક્ટોરિયા' ઊંચે ચડતું હતું. વીજળીના ઝબકારા ઉપર કરતાં નીચે વધુ સતત તથા ઘાડા લાગતા હતા. સૌને થતું હતું કે એકાદ બે ક્ષણ....ને તેઓ સહિસલામત થઈ જશે. એકાએક વીજળીના ચમકારાને બદલે ચંદ્રના ધવલ શાંત કિરણો નજરે પડ્યાં ને સૌએ છૂટકારાનો શ્વાસ ખેંચ્યો.

"હવે ભય પસાર થઈ ગયો છે." દાક્તરે કહ્યું.

રાતના અગીઆર વાગ્યા હતા. હજી તો બે પાંચ મિનિટ પહેલાં સૌને પોતાના જ બાર વાગી જવાનો ડર હતો. અત્યારે તો જોન અને કેનેડી નીચા નમી નમી નીચેનાં કુદરતી તાંડ-વને હળવે દીલે જોઈ રહ્યા હતા. નીચે તો જાણે કુદરતે દીપાવલી જ પ્રગટાવી હોય તેમ વીજળીની દીપમાળા ઝબૂકતી હતી અને દારૂગોળાની તડાતડી બોલતી હોય તેવું લાગતું હતું!

[ ૧૭ ]

સવારના છએક વાગતાં આછાં વાદળાંને વીંધી સૂરજનાં સોનેરી કિરણોની ટસરો ફૂટી. વાદળાં વેરાઈ ગયાં હતાં. નીચેની જમીન પણ નજરે પડતી હતી. દાક્તરે ભઠ્ઠી ધીરી કરી 'વિકટોરિયા'ને નીચે ઉતારવા માંડયું.

ટાંગાનિકા સરોવરને ઘેરીને ઊભેલા પર્વતોની હારમાળા નજરે પડતી હતી. આફ્રિકાના પ્રવાસખેડુઓનાં સાહસી જીગરને તે હારમાળા આજલગી અજેય ઊભી ઊભી અજાણી ધરતી ખુંદી વળવા પડકારતી હતી.

"હવે આપણે અણખેડી ધરતી ખેડવાની છે." દાક્તરે કહ્યું. "કેપ્ટન બર્ટન પણ આ પર્વતમાળા સુધી પહોંચી શક્યો નથી. તેમજ તેનો સાથીદાર સ્પેક પણ અહીં સુધી આવી શક્યો નથી."

"તો શું આપણે તે પાર કરી જઈશું?" કેનેડીએ પૂછ્યું.

"ના, મારું ચાલે તો વિષુવવૃત તરફ વહેતા પવનપ્રવાહમાં મારે 'વિકટોરિયા'ને વહેતું મૂકવું છે."

થોડીક ક્ષણો પછી ઉત્તર-પૂર્વ તરફ ખેંચી જતા પવનપ્રવાહમાં 'વિકટોરિયા' મધ્ય ગતિએ તરવા લાગ્યું.

"આપણે તો નાઈલનાં મૂળને પહોંચવું છે. ઉત્તરથી ઉપડેલા પ્રવાસીઓ જ્યાં સુધી પહોંચેલા તે હદ સુધી પહોંચ-

વાને આપણે હજી છસો માઈલ પંથ કાપવો પડે તેમ છે.” દાકતરે આગળ ચલાવ્યું. “હજી તે પ્રદેશ અણખેડાએલ છે. તે વિષે આપણને પૂરતી માહિતી પણ નથી. એટલે ખપ પૂરતું પાણી, ખાધાખોરાકી વગેરે પહેલેથી જ લઈ લેવાં પડશે.”

બપોરે ‘વિકટોરિયા’ ૨૯° ૧૫’ રેખાંશ ને ૩° ૧૨’ અક્ષાંશે આવી પહોંચ્યું. નીચેથી યુઓકુ ગામ પસાર થઈ ગયું. તે ઉુનીઆમવેઝી પ્રદેશના આખરી સિમાડે હતું, તથા ઉકેરેઉ સરોવરની બાજુએ આવેલ હતું.

બલૂનને સાનુકુળ જગાએ નીચે ઉતારવાનું નક્કી કરવામાં આવ્યું. ભઠ્ઠી ધીમી કરવામાં આવી ને બેઠકમાંથી લંગર નીચે ઉતારવામાં આવ્યું. પ્રેરી મેદાનના આ ઊંચા ઘાસમાં થઈને લંગર આગળ ચાલવા માંડયું. પણ ક્યાંય તે ભરાય તેવું જણાતું નહોતું. નાખી નજર પહોંચે ત્યાંસુધી લીલા ઘાસનો વિશાળ મહાસાગર દેખાતો હતો. સાગરનાં મોજાં માફક પવનનાં સપાટા સાથે પ્રેરીનું ઘાસ પણ હિલોળે ચડતું.

“ક્યાંય ઝાડ ઝાંખરૂં દેખાતું નથી.” કેનેડીએ કહ્યું. “આમને આમ લંગર કેમ ભરાવાશે?” તેને નીચે ઉતરી શિકાર કરવાની ચટપટી લાગી હતી.

“કેનેડી! એવી ઉતાવળ કરવાની જરૂર નથી. બે માથોડાં ઊંચા ઘાસમાં તને શિકાર કરવો પણ નહિ ફાવે.”

પ્રવાસીઓને મન ઘાસનો હરિયાળો સાગર એક અનુપમ દૃશ્ય હતું. બલૂન સાથે લંગર આગળ ને આગળ ઘસડાયે જતું હતું.

બલૂનને એકાએક આંચકો લાગ્યો. લંગર ક્યાંક સજ્જડ

રીતે ભરાઇ ગયું. બધાને લાગ્યું કે આ ઊંચા ઘાસ નીચે કોઈ ખડકના પોલાણમાં જ લંગર ભરાયું હશે.

"નિસરણી ઉતારો." કેનેડીએ કહ્યું.

પણ આ શબ્દો હજી તો માંડ બોલાઇ રહ્યા હતા ત્યાં તો એક ભયંકર ત્રાડ સંભળાઈ. તે સાંભળતાં ત્રણે જણાથી એકસાથે બોલી જવાયું : "અરે ! આ શું ?"

"આ તો નવાઈ જેવું !"

"અરે, આ તો લંગર ચાલવા માંડયું."

"ખડકને પગ આવ્યા ! કે ધરતીકંપ ?"

" લંગર ભરાએલી વસ્તુના ચાલવાથી ઘાસમાં માર્ગ પડતો હતો. બેઠકમાંથી કોઈ વિશાળ કાળી આકૃતિ સૌની નજરે પડી.

"અજગર લાગે છે !" જોને કહ્યું.

"હા, આફ્રિકાના અજગર બહુ મોટા હોય છે." કેનેડીએ હા કહી હાથમાં બંદૂક લીધી.

"પણ આ અજગર નથી." દાક્તરે કહ્યું. "આ તો મોટો દૈત્ય જેવડો હાથી છે."

"હેં, હાથી ?" જોને પૂછયું.

"હા, આફ્રિકાના મધ્ય ભાગમાં જબરા હાથી થાય છે."

નિશ્ચિત ઝડપે હાથી આગળ ચાલી રહ્યો હતો. સાથે બલૂન પણ ઘસડાતું હતું. થોડા વખત પછી ઘાસ પૂરૂં થતાં ખુલ્લી જમીન આવી, ત્યારે જ તેઓ હાથીને પૂરેપૂરો જોઈ શકયા. તેના સ્ફટિક શા આઠેક ફૂટ લાંબા દંતશુળમાં લંગર પકડાઈ ગયું હતું. લંગરને બલૂનની સાથે જોડતા દોરડાને છૂટું કરવા તે નિષ્ફળ પ્રયત્ન કરી રહ્યો હતો.

"આ પણ પ્રવાસની એક રીત છે ને!" જોને કહ્યું. "આવો એક હાથી છેવટ સુધી આપણા કહ્યા પ્રમાણે ચાલે તો કોઇની ય પરવા કે કોઇ વાતની ચિંતા કર્યા સિવાય આફ્રિકા પાર કરી જવાય."

"પણ આ આપણને ક્યાં લઈ જાય છે?" કેનેડીએ હાથમાંની બંદૂક હલાવી પૂછયું.

"આપણે જે તરફ જવું છે તે તરફ જ તે ચાલે છે, કે બીજે?" દાક્તરે કહ્યું. "જરા ધીરજ રાખ."

હાથીએ પોતાની ગતિ વધારી. દોડતાં દોડતાં તે સૂંઢને આમથી તેમ હલાવી રહ્યો હતો. તેથી બેઠકને ખૂબ સખત આંચકા લાગતા હતા. જરૂર પડે તો દોરડાને કાપી નાખવા દાક્તર હાથમાં કુહાડી લઈને જ ઊભો હતો.

આમ ને આમ હાથીએ લગભગ દોઢેક કલાક સુધી ખેંચ્યા કર્યું, પણ તેને જરાય થાક લાગ્યો હોય તેવું દેખાયું નહિ.

ઉત્તરમાં ત્રણેક માઈલને અંતરે કામાલ્ડોરનું ગાઢું જંગલ નજરે પડતું હતું. આ ઝાડીમાં પહોંચે તે પહેલાં બલૂનને તેની પકડથી કોઈ પણ હિસાબે છૂટું કરવાની જરૂર હતી.

હાથીને રોકવા માટે કેનેડીએ બંદૂકનો ઘોડો દાબ્યો. પાંદડાંના ઢગલામાં ગોળી પેસી જાય તેમ હાથીના શરીરમાં ગોળી પેસી ગઈ, પણ તેથી તેને કંઇ અસર થઈ હોય તેમ લાગ્યું નહિ. બંદૂકના ભડાકાથી તેણે પગલાં જોરથી ઉપાડવા માંડયાં. બીજી ગોળી તેના ખભા પર લાગી. ત્યારે તેણે પીડાની ચીસ પાડી, પરંતુ જરા પણ થોભ્યા સિવાય ઉલટું વધુ જોરથી તેણે દોડવા માંડયું. ત્યાર પછી ઉપરાઉપરી બે ગોળીઓ તેને

પડખામાં વાગી. તેથી હાથી સહેજ થોભ્યો, પણ પછી જોરથી સૂંઢ હલાવી વધુ વેગથી જંગલ તરફ દોડવા મંડયો. ત્યાર પછી તો બીજી દશ ગોળીઓ છૂટી. હાથીને શરીરે લોહીના દરેડા વહેતા હતા. દશમી ગોળી લાગતાં હાથી ઊભો રહ્યો ને તેણે બેઠકને જોરથી આંચકો માર્યો. ઘડીક તો લાગ્યું કે બલૂન, બેઠક, ને દોરડું બધું ય પલકમાં નીચે પછડાશે. હાથીનો આંચકો ખાતાં, દાક્તરના હાથમાંથી દોરડું કાપવા માટે તૈયાર રાખેલી કુહાડી પણ જમીન પર પડી ગઈ. હવે તો સ્થિતિ ખૂબ ગંભીર થઇ ગઈ. લંગરના પોલાદી તારના મજબૂત દોરડા પર ધારદાર ચાકુઓની કંઈ જ અસર થઈ નહિ. હાથી તો જંગલ તરફ દોડયે જ જતો હતો. લંગર છૂટું પણ પડતું નહિ. દોરડું કપાતું પણ નહિ.

માથું હલાવી દોડયા જતા હાથીની આંખમાં કેનેડીએ એક ગોળી મારી. ભયંકર રાડ પાડી તે અટકયો ને સહેજ લથડિયું ખાધું. તે જ વખતે કેનેડીએ તેની છાતીમાં ગોળી મારી. હાથીએ ગોથું ખાધું ને ભફાંગ કરતો એ કાળો જીવતો ડુંગર નીચે પછડાયો. પડતાં પડતાં તેનો એક દાંત તૂટી ગયો, તથા ખૂબ લોહી વહી જવાથી તે મૃત્યુશરણ થયો.

“કેવો કીમતી હાથીદાંત!” કેનેડીએ કહ્યું. “એવા સો રતલની ઇંગ્લેંડમાં ૩૫ થી ૪૦ ગીને ઉપજે.”

“કેનેડી! પણ આપણે કંઇ હાથીદાંતનો વેપાર કરી પસા કમાવા અહીં આવ્યા છીએ?” દાકતરે કહ્યું.

લંગરનું દોરડું પકડી જોન નીચે ઊતરી પડયો. તેની પાછળ દાક્તર અને કેનેડી પણ ઊતર્યા.

“આવડો હાથી તો મેં હિંદુસ્તાનમાં પણ નથી જોયો.” કેનેડીએ નીચે ઊતરી કહ્યું.

"મધ્ય આફ્રિકાના હાથી બહુ મોટા હોય છે. એન્ડરસન, કયુમીંગ્ઝ વગેરે એ કેપ ભૂશિર પાસે તે બધાનો એવો પિછો પકડયો હતો કે હવે તે બધા વિષુવવૃતના પ્રદેશમાં આવી રહેવા લાગ્યા છે."

"રજા આપો તો કેનેડી સાહેબ શિકાર કરવા જાય, ને દાક્તર સાહેબ તમે બલૂન તપાસો એટલામાં હું આના માંસ-મ થી ભોજન તયાર કરી દઉં." જોને હાથી તરફ હાથ કરી કહ્યું.

"એમાં રજા શાની માગવાની ?" દાક્તરે કહ્યું.

"મને તો શિકાર માટે બે કલાક મળ્યા કે આનંદ !" કેનેડીએ કહ્યું.

"પણ ધ્યાન રાખજે, બહુ દૂર ન જતો રહેતો." દાક્તરે કહ્યું.

"કુછ ફિકર નહિ"

સૌ પોતપોતાના કામે લાગી ગયા. દાક્તરે બલૂનની ખૂબ ઝીણવટભરી પરીક્ષા કરી. હાથીની ખેંચતાણની તેના પર બહુ અસર થઇ નહોતી. બલૂનને નીચે ઊતારી તેના ઉર્ધ્વગતિમાન બળની ગણતરી કરતાં દાક્તરને લાગ્યું કે અંદરના હાઇડ્રોજનના જથ્થામાં કંઈ ફરક પડયો નથી

હજી તો પાંચ જ દિવસ પહેલાં તેમણે ઝાંઝીબાર છોડયું હતું. તેમની સાધનસામગ્રી તદ્દન સલામત હતી. બલુનની બનાવટ વખતે તેની મજબુતાઈ પર દાક્તરે આપેલ ઝીણવટભર્યું ધ્યાન અતિ ઉપયોગી થઈ પડયું હતું.

બલૂનની તપાસ પૂરી થઈ રહ્યા પછી દાક્તરે પોતાની

નોંધ વ્યવસ્થિત કરી લીધી. તેવામાં કેનેડી પણ એકાદ બે સુંદર પક્ષી તથા એક શાપલેટ નામના પ્રાણીનો શિકાર કરી પાછો આવ્યો.

ભોજન તૈયાર થઇ ગયું હતું. ઘાસની લીલી ચાદર પર બેસી ત્રણે પ્રવાસીઓએ ખૂબ જ આનંદથી ભોજન કર્યું. જમતાં જમતાં કેનેડીએ સૂચન કર્યું કે રોબીન્સન ક્રુઝોની પેઠે આપણે પણ આ જંગલમાં આપણા નાનકડા ક્ષણિક સ્મરણચિહ્નરૂપ એકાદ ઝુંપડી ઊભી કરવી. જોને આ સૂચનાને તરત જ વધાવી લીધી, કારણ કે પોતે અહીં ક્રુઝોના +"શકરા"ની જગાએ હતો.

પ્રદેશ એટલો સુંદર લાગતો હતો કે દાકતરે રાત્રિ નીચે જ પસાર કરવાનું સૂચન કર્યું. જોને તરત જ એક માળો પણ ઊભો કરી દીધો. નિયમાનુસાર ચોકી કરતા કરતા તેમણે કંઇ પણ અકસ્માત સિવાય રાત પસાર કરી.

---

+રોબીન્સન ક્રુઝોને તેનો સાથીદાર શુક્રવારે મળેલાં તેથી તેનું નામ તેણે શકરો રાખેલ.

બીજે દિવસે સવારના પાંચ વાગતાં જ ઉપડવાની તૈયારીઓ શરૂ થઈ. દાકતરના હાથમાંથી પડી ગએલ કુહાડી જોને પાછી મેળવી લીધી હતી. તે વડે હાથીના દંતશુળ કાપી તેણે લંગરને છૂટું કર્યું એટલે 'વિકટોરિયા' અઢાર માઈલની ઝડપે ઉત્તર–પૂર્વ તરફ ઉપડયું.

તેઓ २° ४०' અક્ષાંશે પહોંચી ગયા હતા.

કારાગુવા પ્રદેશ પર થઈને તેઓ ઊડી રહ્યા હતા. ધરતીના કોઈ કોઈ પટમાં નામનું ખેડાણ કરવામાં આવ્યું હતું. ઝાડની ડાળીઓ તથા ઘાસ છાઈને બનાવેલ પચાસેક ઝૂંપડીઓવાળું ગામ આ પ્રદેશનું મુખ્ય શહેર હતું.

બપોરે 'વિકટોરિયા' १° ४५' અક્ષાંશે આવી પહોંચ્યું. એકાદ કલાક પછી તે 'વિકટોરિયા' ન્યાંઝા સરોવર પર થઈને ઉડવા માંડયું. ન્યાંઝા શબ્દનો અર્થ જ સરોવર થાય છે. તે લગભગ નેવુ માઈલ લાંબું હતું. કેપ્ટન સ્પેકે તેનું નામ 'વિકટોરિયા ન્યાઝાં' તથા તેના મધ્ય ભાગમાં આવેલ બેટોનું નામ 'બંગાલી દ્વિપસમૂહ' પાડયું હતું. કેપ્ટન સ્પેક સરોવરની પૂર્વ બાજુએ આવેલ મુઆન્ઝા સુધી પહોંચ્યો હતો. તથા ત્યાંના સુલતાનનો આદરસત્કાર પામ્યો હતો.

દાક્તર ઈચ્છતો હતો કે બલૂન થોડું પશ્ચિમમાં જઈ ઉત્તરમાં જાય તો સરોવરનો નકશો બરાબર તૈયાર કરી શકાય.

પણ તેની ઇચ્છા વિરૂદ્ધ બલૂને તો ઉત્તર તરફ જ જવા માંડયું. સરોવર કાંઠે આવેલ જંગલોમાં હિપોપોટેમસનાં ટોળેટોળાં આથડતાં હતાં.

આ સરોવરના પવનપ્રવાહોમાં પૂર્વ તરફ ખેંચાઇ જવાનો દાકતરને ભય હતો. પણ સદ્ભાગ્યે બલૂન તો ઉત્તર દિશામાં આગળ ધપ્યે જ જતું હતું. સાંજના છએક થતાં કિનારાથી વીશેક માઈલ દૂર આવેલ એક નાનકડા ઉજ્જડ ટાપુ પર 'વિકટોરિયા'એ લંગર નાખ્યું. તેઓ ૦° ૩૦' અક્ષાંશ અને ૩૨° ૫૨' રેખાંશે પહોંચ્યા હતા. નીચે ઉતરવાનો તેમનો ઇરાદો નહોતો, કારણ કે આ સરોવર વચ્ચે તથા કિનારે આવેલ પ્રદેશોમાં મચ્છરોનો ત્રાસ બહુ હતો.

સરોવરની સપાટી માપતાં દાક્તરને જણાયું કે કેપ્ટન સ્પેકનું માપ સાચું હતું. સરોવરની સપાટી સમુદ્રની સપાટીથી ૩૭૫૦ ફૂટ ઊંચે હતી.

રાત્રે વારા પ્રમાણે દાક્તરનો પહેરો હતો. સૂવાની તૈયારી કરતા તેના સાથીદારોને તેણે ધીરેથી કહ્યું:

" કાલે જો પવન બરાબર અનુકુળ રહેશે તો આપણે, આજ સુધી કોઈએ નહિ શોધેલ એવું નાઈલનું મૂળ શોધી કાઢીશું. "

૨૩, એપ્રિલ બુધવારને દિવસે સવારના ચાર થતામાં ઉપડવાની તૈયારી થઈ. થોડા જ વખતમાં લંગર ઉપાડવામાં આવ્યું ને 'વિકટોરિયા'એ ઉત્તરપ્રયાણ આરંભ્યું.

" આજે તો આપણે નાઇલનું મૂળ શોધી ઉત્તરગોળાર્ધમાં પ્રવેશ કરીશું. " દાક્તરે આનંદમાં આવી જઈ કહ્યું.

" વિષુવવૃત અહીંથી પસાર થાય છે ? " જોને પૂછયું.
" હા, હા. અહીંથી જ. "

પવનની ઝડપ વધતી જતી હતી. 'વિકટોરિયા' કલાકના ત્રીસ માઈલ કાપી રહ્યું હતું. 'વિકટોરિયા ન્યાંઝા' સરોવરનાં પાણીનાં મોજાં ઊપર ઉડયે જતા 'વિકટોરિયા' બલૂનને જોઈ, કિનારાના ખડકો સાથે ભટકાઈ, હસી રહ્યાં હોય તેમ ફીણ ઉડાડી રહ્યાં હતાં.

" આ સરોવર ખૂબ ઊંચાઇએ આવેલ હોવાથી મને લાગે છે કે પશ્ચિમ અને ઉત્તરની નદીઓ માટે તે જલભંડાર સમું હશે. નાઈલનું મૂળ આમાં જ હોવું જોઇએ " દાક્તારે કહ્યું.

"હમણાં એની ખાત્રી થશે." કેનેડીએ કહ્યું.

નવ થતાં પશ્ચિમકિનારો દેખાવા માંડયો. તે રણપ્રદેશ જેવો સપાટ તથા સૂકો દેખાતો હતો. પવન જરા પૂર્વ તરફ મરડાયો. ત્યાંથી તેમણે સરોવરમાંથી નીકળતો એક પ્રવાહ જોયો. દૂર દૂર ૨° ૪૦' જેટલે તે વળાંક લેતો હોય તેમ સ્પષ્ટ જણાઈ આવતું હતું. સરોવરના આ છેડે ઊંચાં સુકાં પર્વત-શિખરો હતાં. દાક્તારને લાગ્યું કે આ પર્વતોની વચ્ચે થઇને આ પ્રવાહ માર્ગ કાપતો હશે.

દાક્તર એ પ્રવાહને નીરખી રહ્યો હતો. તે બોલી ઉઠયોઃ " જોઇ લ્યો. આરબ વેપારીઓની વાત ખોટી નથી કે સરો-વરના ઉત્તર છેડેથી એક પ્રવાહ નીકળે છે. પણ તેમને કલ્પના પણ નહિ હશે કે એ પ્રવાહનું 'ટીપેટીપું ભૂમધ્ય સાગરમાં ઠલવાય છે. બસ, એ જ નદી નાઈલ. " દાક્તાર આનંદથી ઉત્તેજીત સ્વરે બોલી ઉઠયો.

" નાઈલ ઝિંદાબાદ ! " જોન તથા કેનેડી એકીસાથે બોલી ઉઠયા.

નાનામોટા ખડકોમાં થઈને ફીણ ઉડાડતું પાણી ઘુમરીઓ ખાતું ખાતું માર્ગ કરી રહ્યું હતું. માર્ગમાં નાનામોટા ધોધ હતા.

"બસ, આજ નાઈલ." દાકતરે ફરીથી કહ્યું. "આ નામે તો કંઈ કંઇ સાહસિક જીગરને પ્રવાસનો સાદ સૂણાવ્યો છે. તેનાં વર્ણનો તો ગ્રીક, રોમન ને સંસ્કૃત ભાષામાં પણ જડે છે. એક વિદ્વાન બીઝેન્ટાઈનવાસીએ તો નાઇલના નામને વર્ષના દિવસો સાથે સરખાવ્યું છે. નાઈલના મૂળ નામ નીલોસ (Neilos) ના અક્ષરોને N=૫૦, e=૫, i=૧૦, l=૩૦, o=૭૦ અને s=૨૦૦ ની સંખ્યા આપી તેણે ૩૬૫ નો સરવાળો પણ કરી બતાવ્યો છે."

"પણ આને જ નાઈલ શા માટે માનવી ?" કેનેડીએ પૂછ્યું.

"પવન જો હજી એકાદ કલાક અનુકુળ રહે તો તે વિષે તમામ માહિતી ને પુરાવા મેળવી શકીએ."

પર્વતો વિખૂટા થતા જતા હતા. વચ્ચે ગામડાંઓ તથા શેરડીનાં ખેતરો નજરે પડતાં હતાં. આ તરફના રહેવાસીઓ બલૂનને દેવ માની તેના તરફ ભક્તિ ને શ્રદ્ધાની નજરે જોવાને બદલે ગુસ્સા ને ક્રોધથી જોતા હતા. એટલે 'વિકટોરિયા'ને બંદૂકની ગોળી ન પહોંચી શકે તેટલી ઊંચાઈએ રાખવું પડતું હતું.

"અહીં નીચે ઊતરવું જરા મુશ્કેલ પડશે." કેનેડીએ કહ્યું.

"ગમે તેમ પણ, મારે છેવટે પા કલાક પણ નીચે તો ઊતરવું પડશે જ. તે વગર નાઈલના મૂળ સંબંધી જરૂરી માહિતી કેવી રીતે એકઠી થઈ શકશે ?"

" તે સિવાય બીજો ઉપાય જ નથી શું ? "

" ના, નથી. " દાક્તરે કહ્યું. " પણ નીચે ઊતરતાં પહેલાં આપણે આ પ્રદેશને બરાબર જોઈ લેવા માટે જરા ઊંચે ચડવું પડશે. "

દશેક મિનિટમાં તો 'વિકટોરિયા' જમીનથી અઢી હજાર ફૂટ ઊંચે ચડી ગયું. ત્યાંથી નજર કરતાં કંઈ કેટલાંએ ઝરણાં મુખ્ય પ્રવાહને મળતાં દેખાતાં.

"અત્યારે આપણે ગોન્ડોકુરોથી લગભગ નેવું માઈલ તથા તથા ઉત્તરમાંથી આવેલા પ્રવાસીઓએ છેલ્લામાં છેલ્લો જે પ્રદેશ પાર કરેલો તેનાથી લગભગ પાંચેક માઈલ દૂર હોઈશું." દાક્તરે નકશો જોઈ કહ્યું. " હવે આપણે ખૂબ જાળવીને નીચે ઊતરવાનું છે. "

'વિકટોરિયા' લગભગ એક હજાર ફૂટ નીચે આવ્યું ત્યારે જરા દાકતરે મોટેથી કહ્યું : " હવે કોઈ પણ ભય માટે આપણે તૈયાર જ રહેવાનું છે. "

" અમે તૈયાર જ છીએ. " તેના સાથીદારો એકસાથે બોલી ઉઠયા.

" અચ્છા. "

'વિકટોરિયા' પ્રવાહથી માંડ સોએક ફૂટ ઊંચે હશે નાઈલનો પટ લગભગ ત્રણસો ફૂટ જેટલો લાગતો હતો. નદીના કાંઠે આવેલાં ગામડાંના લોકો ઉત્તેજીત થઇ ટોળે વળ્યાં હતાં.

નીચે પાણીના પ્રવાહને કિનારેથી રોકતો એક દશેક ફૂટ ઊંચો ખડક હતો. તેને જોઇ દાકતરે કહ્યું :

" આજ ખડક વિષે આંદ્રેદેબોનેટે લખ્યું લાગે છે.

બેટોને લીધે નદીનો પટ પહોળો થતો જતો હતો.

બલૂનની નીચે નદીમાં કેટલાક હબસીઓ હોડકામાં બેસી બલૂનની સાથે સાથે ચાલી રહ્યા હતા. કેનેડીએ બંદૂક ફોડી તેમાંના એકનો જાન લઈ તેમનો સત્કાર કર્યો. તો પણ તેઓ પાછા ફર્યાં નહિ.

સહેજ દૂર આવેલો એક ટાપુ જોઈ દાકતરે કહ્યું: "ત્યાં જ આપણે લંગર નાખીએ. ત્યાં ઝાડ પણ જણાય છે."

"પણ ત્યાં તો વસ્તી લાગે છે!" જોને કહ્યું.

"હા, વીશેક માણસો દેખાય છે ખરા. પણ તેમને આપણે ડરાવી ભગાડી મૂકીશું."

સૂર્ય માથા પર તપતો હતો. બલૂન બેટ પાસે આવ્યું. બેટના માણસો ઉત્તેજીત થઈ બલૂનને ગાળો દેતા હોય તેમ હાથ ઊંચેનીચે હલાવતા હતા. તેમાંનો એક તો તેની સળીઓની ટોપી હલાવતો હતો. કેનેડીએ નિશાન લઈ, બાર કરી તે બિચારાની ટોપી ઉડાડી મૂકી.

જોને સરકાવેલ લંગર એક ખડકમાં ભરાઈ ગયું, એટલે તે નીચે ઊતરી પડ્યો. દાકતરે નીસરણી ઉતારી નીચે ઊતરવા માંડ્યું તથા કેનેડીને પણ પાછળ આવવા ફરમાવ્યું. નીચે આવી તેણે જોનને સંભાળ રાખવા અને કેનેડીને પાછળ આવવા સૂચવ્યું.

થોડેક દૂર જઈ નાનકડા ખડકોમાં આમતેમ આંટા મારી દાકતરે કેટલાક છોડવાઓને આડાઅવળા હલાવી જોયા. આમ એક છોડને હલાવતા તે એકાએક ઠરી ગયો. થોડીક ક્ષણ પછી કેનેડીનો હાથ પકડી તેણે કહ્યું: "લે, વાંચ."

કેનેડીએ ત્યાં નજર નાંખી કહ્યુંઃ "અક્ષરો છે."

ખડક પર બે અક્ષરો કોતરેલા દેખાતા હતા.

"એ. ડી." દાકતરે કહ્યું. "આંદ્રે દેબોનો. આ તો નાઈલના પ્રવાહમાં અહીં સુધી આવનાર આંદ્રે દેબોનીની સહી છે. હવે તો ખાતરી થઈ ને?"

"થઈ જ. આ નાઇલ છે, એ વિષે હવે શંકાને સ્થાન જ નથી." કેનેડીએ ભારપૂર્વક કહ્યું.

આ કીમતી અક્ષરોના નમૂનાની દાક્તરે કાગળ પર નકલ કરી લીધી.

"બસ; હવે ઉપડીએ." દાક્તરે કહ્યું. "પવન ઉત્તરમાં જ લઈ જશે તો તો થોડા જ વખતમાં આપણે ગોન્ડોકુરો જઈ આપણા માણસોને મળીશું."

દશેક ક્ષણમાં તો 'વિકટોરિયા' ઉપડી ચૂક્યું. દાક્તરના પ્રવાસની એક મહાન સિદ્ધિ હાંસલ થઈ ગઇ હતી.

# [૧૯]

"આપણે કઈ દિશામાં જઈ રહ્યા છીએ?" હોકાયંત્ર જોતા દાકતરને કેનેડીએ પૂછયું.

"વાયવ્ય ને પશ્ચિમ વચ્ચે." દાકતરે કહ્યું. "હું માનું છું કે હવે ગોન્ડોકુરો જવાનું મુશ્કેલ થઈ પડવાનું છે. પણ બીજો રસ્તો નથી."

'વિક્ટોરિયા' ધીરે ધીરે નાઈલથી દૂર દૂર જઈ રહ્યું હતું.

"આ અણખેડી ભોમકાને પાર કરવા મથતા કંઈ કંઈ જવાંમર્દ પ્રવાસખેડુઓને માટે આજ સુધી અસાધ્ય રહેલ આ પ્રદેશને છેલ્લી વખત ધરાઈને જોઈ લ્યો. ફરી આવો મોકો નહિ મળે."

પવન 'વિક્ટોરિયા'ને વધુ ને વધુ પશ્ચિમ તરફ વાળી રહ્યો હતો.

"દોસ્તો હવે જ આપણી ખરી આફ્રિકન મુસાફરી શરૂ થાય છે." દાકતરે જણાવ્યું. "અહીં સુધીના આફ્રિકાની ધરતી આપણા માણસોએ ખુદી નાખી છે. પણ હવેનો પ્રદેશ તો તદ્દન અજાણ છે."

સાંજના દશેક થતાં 'વિક્ટોરિયા'એ ટ્રેબ્લન્ટ પર્વત પર લંગર નાખ્યું. ૨૩મી એપ્રિલની આ યાદગાર મુસાફરીના પંદર કલાકમાં પવનની ખૂબ મદદ હોવાથી તેમણે લગભગ ત્રણસો પંદર માઈલ કાપી નાખ્યા હતા.

રાતવાસો લઈ 'વિકટોરિયા' બીજે દિવસે ઉપડી નીકળ્યું ત્યારે દાક્તરે કહ્યું : "હું માનું છું કે જે પ્રદેશ પરથી આપણે પસાર થઈ રહ્યા છીએ તે ચુસોગા પ્રદેશ છે. ભૂગોળશાસ્ત્રીઓ કહે છે કે આ વિભાગ આફ્રિકાના મધ્યભાગમાં છે ને ત્યાં એક મોટું સમુદ્ર જેવડું સરોવર છે. આપણે જોઈશું કે આ હકીકત ખરી છે કે નહિ."

" અહીં બધે માણસની વસ્તી હશે ?" જોને પૂછ્યું.

" હાસ્તો. અહીં રખડતા ફરતા જંગલી માણસો ન્યામ-ન્યામ નામે ઓળખાય છે. કહે છે કે તેઓ મનુષ્યભક્ષી છે અને તેમને પશુઓની પેઠે પૂછડું પણ હોય છે."

સાંજના પાંચેક થતાં આરામ માટે 'વિકટોરિયા'ને ઊભું રાખવામાં આવ્યું. રાત્રિ કોઇ પણ જાતની મુશ્કેલી સિવાય પસાર થઈ; જો કે પ્રદેશની અજ્ઞાનતાને લીધે ખૂબ જ સંભાળ રાખવામાં આવી હતી.

# [ ૨૦ ]

બીજે દિવસે 'વિકટોરિયા' ઉપડયું ત્યારે પવન ખૂબ વેગથી તથા આંચકા સાથે વાતો હતો. તેથી બલૂનની બેઠક હિંચકા માફક ડોલંડોલ થઈ રહી હતી. બલૂનની ગતિ ખૂબ જ વધી ગઈ હતી. કલાકના સાંઠથી સીત્તેર માઇલ જેટલા પ્રચંડ વેગથી 'વિકટોરિયા' આગળ જઈ રહ્યું હતું. નીચેથી અતિ ઝડપે એક જંગલ પસાર થઈ રહ્યું હતું. જંગલ પૂરૂં થતાં ખૂલ્લી જગા દેખાવા માંડી.

" પેલા હબસીઓનાં મોઢાં તો જુઓ. " જોને નીચેના ગામ તરફ આંગળી ચીંધી કહ્યું. " બિચારા ફાટયે મોઢે તાકી જ રહ્યા છે. "

" તાકી જ રહે ને ! " દાક્તરે કહ્યું. " બલૂનને પહેલી જ વાર જોનાર ફ્રાંસવાસીઓએ પણ તેને પહેલાં આકાશી સેતાન માની લીધેલ, તો સુદાનના આ બિચારા હબસીઓને મન તો એની વાત જ શું પૂછવી ? "

" તમે રજા આપો તો નીચે એક ખાલી શીશી ફેંકવાની મને ઇચ્છા થઈ છે." ગામથી સોએક ફૂટની ઊંચાઈએથી પસાર થતા 'વિકટોરિયા'માં જોને દાક્તરને કહ્યું. " જો તે સાજીસારી નીચે જશે તો બિચારાઓ તેનું બહુમાન કરી પૂજશે. ને તેના

કટકા થઈ જશે તો પણ સંઘરી રાખશે." એમ કહેતાં તેણે એક ખાલી શીશી ઉપાડી નીચે ફેંકી. જમીન પર પછડાતાં તેનાં હજારો ટુકડા થઇ ગયા. તે જોતાં જ રાડો પાડતા હબસીઓ તેમનાં ગોળ ઝુંપડામાં ભરાઇ ગયા.

ત્યાંથી થોડે દૂર જતાં એક ઊંચું જંગલ પાર કરવા માટે 'વિકટોરિયા'ને ઊંચે લેવું પડયું. જંગલના ઝાડ લગભગ ત્રણસો ત્રણસો ફૂટ ઊંચાં હતાં તથા વડ જેવાં દેખાતાં હતાં.

જંગલની વચ્ચોવચ્ચ થોડી ખાલી જગ્યા હતી. તેમાં એક મોટા ઝાડની ચારેકોર ગોળાકારે ઝૂંપડીઓ ઊભેલી હતી. ઝાડ ઉપરનાં ફૂલ જોઈ જોન બોલી ઉઠયો :

"આવાં ફૂલ મેં કદી જોયા નથી."

"ફૂલ? કયાં છે?" દાકતરે કહ્યું. "તે તો માણસોનાં માથાં છે. ઝપાઝપીમાં જે મરે તેનાં માથાં અહીં લટકાવવામાં આવે છે. હિંદુસ્તાનના લોકો જીતની ખુશાલીમાં ઝાડે નાળીએર બાંધે છે, પણ આ લોકો તો માણસના માથાં લટકાવે છે."

નીચેનું ગામ પસાર થઇ ગયું. થોડે દૂર બીજું ગામ દેખાતું હતું. તેનો દેખાવ પણ ઓછો ભયંકર નહોતો. ત્યાં તો અર્ધા ખવાએલ માનવશબો અહીં તહીં રઝળતા પડ્યાં હતાં.

"આ બધાં ગુનેગારોનાં શબ હોવાં જોઇએ." દાક્તરે કહ્યું. "આપણામાં ને આ લોકોમાં ગુનેગાર બાબત ફરક એટલો જ છે કે આપણે મોતની સજા દીધા પછી શબને દાટી દઇએ છીએ, જ્યારે આ લોકો તેમને ખાઈ પણ જાય છે."

"હેં...." આ લોકોની ભયંકરતા વિષે સાંભળી જોનથી બોલી જવાયું.

"એબીસીનીયામાં તો ગુનેગારોને ફાડી ખાવા માટે હિંસક પશુઓ આગળ ફેંકવામાં આવે છે. પશુઓને ફાવે ત્યારે ને ફાવે તેમ ફાડી ખાય, કોઈ વાર અડધું ખાધેલું શબ પડયું હોય."

"આ પક્ષી તે વળી કયા?" જોને આવી ભયંકર વાત બદલવા માટે થોડે દૂરથી ઉડી જતાં એક પક્ષીનાં ટોળાં સામે આંગળી ચીંધી કહ્યું.

"એ ગરૂડ છે. તેની ગતિ તો આપણા બલૂનની ગતિ કરતાં પણ વધારે હોય છે. વળી બલૂનને એક જ ચાંચ મારી તે આપણને આ વેરાન જંગલમાં રઝળતા કરી મૂકે તેમ છે."

"તો તો તેનું નામ જ ન લેવું."

લગભગ બપોર થયા હતા. પવન ધીરો પડી ગયો હતો. 'વિકટોરિયા' નીચેની ધરતી ધીર ગતિએ પસાર થઈ રહી હતી, દોડતી નહોતી.

એકાએક તેમને કાને ચીચીઆરીઓ ને બૂમબરાડા સંભળાયા. થોડે દૂર એક ખુલ્લી જગામાં બસો ત્રણસો માણસો મરણીઆ બની ઝપાઝપી કરી રહ્યાં હતાં. ભાલાં ને બાણ તડકામાં ચમકતાં હતાં. લડવામાં તેઓ એવા બધા મગ્ન બની ગયા હતા કે 'વિકટોરિયા'ના આગમનની તેમને તરત તો ખબર પણ ન પડી.

થોડીક ક્ષણ પછી બલૂન તરફ નજર પડતાં તેઓ અટકી ગયા ને અંદર અંદર ભાલા તથા બાણ ફેંકવાને બદલે બલૂનની બેઠક તરફ મારો ચલાવવા માંડયો. તેમાંનું એક બાણ તો બેઠક સુધી પહોંચી ગયું, ને જોને તેને પકડી પણ લીધું.

"ઊંચે ચડો, દાક્તર સાહેબ." જોને કહ્યું. "નહિતર

આ આગતાસ્વાગતા મોંઘી પડી જશે."

ફરી જુદ્ધ શરૂ થયું. તેમાં સ્ત્રીઓ પણ કહીં કહીં દેખાતી હતી. તેઓ મરેલાંના માથાં કાપી લઇ પોતાના પક્ષ તરફ ઢગલો કરતી હતી. આવા મોંઘેરા વિજયચિહ્ન માટે તેઓ પણ કોઈ કોઇવાર અંદરોઅંદર લડી પડતી.

"આમની વચ્ચે કુદી પડવાનું મને તો મન થાય છે." કેનેડીએ બંદૂક હલાવતાં હલાવતાં કહ્યું.

"ના, ના." દાક્તરે કહ્યું. "આપણે તો પહેલાં આપણું મૂળ કાર્ય પૂરું કરવાનું છે."

માથા પરના પીંછાના મુગટ તથા વિશાળ રાક્ષસી કદને લીધે સેનાપતિ જેવી લાગતી એક વ્યકિત એક હાથમાં ભાલો ને બીજા હાથમાં કુહાડી વીંઝતી વીંઝતી આમતેમ ચારે તરફ ઘુમી રહી હતી. કુહાડીના એક જ ઘાએ ઝાડની ડાળી કાપી નાખી હોય તેમ તેણે એક માણસનો હાથ કાપી નાખ્યો ને કંઈ પણ વધુ વિચાર કરવા થોભ્યા સિવાય તેને તે પોતાના મોઢામાં નાખી ચૂસવા માંડ્યો.

"આહ ! આ તે માણસ કે હેવાન!" કેનેડીથી બોલી જવાયું.

"જે ગણે તે." દાક્તરે કહ્યું. "આપણે ઊંચે જતા રહીએ જેથી આ જોવું ન પડે."

થોડા વખતમાં 'વિકટોરિયા' ઊંચે ચડી ગયું. હવે નીચેની લડાઈ પાછળ રહી ગઇ હતી. નીચે કેટલાંએ ઝરણાંઓ સાપોલીયાની માફક આમતેમ દોડી રહ્યાં હતાં.

રાત પડતાં 'વિકટોરિયા' અટકયું ત્યારે તેમણે લગભગ ૧૫૦ માઈલની મુસાફરી પૂરી કરી ૨૭° રેખાંશ ને ૪° ૨૦' ઉત્તર અક્ષાંશે લંગર નાખ્યું હતું.

મધરાતે દાકતરનો વારો પૂરો થતાં તેણે કેનેડીને જગાડીને કહ્યું: "જરા બરાબર ધ્યાન રાખજે હોં!"

"કાં? કંઈ નવીન છે?"

"ના; ખાસ નવીન તો નથી. પણ પ્રદેશ વિચિત્ર છે એટલે ચેતતા નર સદા સુખી."

"કંઇ જંગલી જાનવરનો અવાજ સંભળાયો હતો ખરો?"

"ના, એવું તો કંઈ નહોતું; પણ ધ્યાન રાખજે, અને જરૂર જણાતાં અમને જગાડવાનું ભૂલતો નહિ."

"ભલે."

વળી ફરી સાવચેત રહેવાની સૂચના આપી દાક્તર સૂઈ ગયો.

બેઠકમાં બેઠાં બેઠાં કેનેડી ચારે બાજુ ધ્યાન આપી રહ્યો હતો. એકાએક થોડે દૂર તેને માણસોના હલનચલનનો આભાસ થયો. આંખો ચોળી તીવ્ર નજરે તેણે ચારે તરફ નજર કરી, પણ કંઈ જણાયું નહિ. તેને લાગ્યું કે તે માત્ર તેની ખાલી ભ્રમણા જ હતી. ત્યાં એકાએક તીણી સીસોટી સંભળાઇ. આ અવાજ તે પક્ષીનો, પશુનો કે પછી માણસનો હશે તે પણ નક્કી કરી શકયો નહિ.

પણ કોણ જાણે શાથી કેનેડીને લાગ્યું કે પરિસ્થિતિ ગંભીર છે. દાક્તરને જગાડવાનો વિચાર આવ્યો, પણ તેને થયું કે પહેલાં ખાતરી કરી જોઉં, પછી વાત. પોતાનાં હથિ-

ચાર બરાબર તૈયાર રાખી તેણે ચારે તરફ સખત જાપ્તો રાખવા માંડયો.

ઝાડ નીચે અસ્પષ્ટ ઓળાઓ ફરતા દેખાયા. ઝાડીની ઘટામાં થઈને ચંદ્રનું એકાદ કિરણ નીચે પડયું ત્યારે તેને જણાયું કે નીચે એક ટોળું ઊભું હતું. તેણે તરત જ દાક્તરને ખભે હાથ મૂકયો. દાક્તર એકદમ સફાળો બેઠો થઈ ગયો.

"ધીરેથી—" કેનેડીએ નાકે આંગળી મૂકી કહ્યું. તે પછી તેણે જોનને જગાડી જે કંઈ બન્યું હતું તેની વાત કરી.

"જોન અને હું નીચે જઈ તપાસ કરી આવીએ." કેનેડીએ કહ્યું.

"ને એટલામાં હું એકદમ ચડી જવાની તૈયારી કરૂં."

"ભલે." કહી જોન ને કેનેડી નીચે ઊતરવા તૈયાર થયા.

"પણ જુઓ; અનિવાર્ય ન હોય ત્યાં સુધી હથિયારનો ઉપયોગ ન કરશો; કારણકે આ પ્રદેશમાં આપણી હાજરી છતી કરવામાં કંઈ ફાયદો નથી."

જોન અને કેનેડી નીચે ઊતરી ઝાડની એક મજબૂત ડાળી પર બેઠા. એકાએક કોઈ ઉપર ચડતું હોય તેવો અવાજ સંભળાયો.

"આ તો ઉપર ચડતા લાગે છે." જોને કેનેડીને કાનમાં કહ્યું.

"સાવધ!"

કેટલાક હબસીઓ ઝાડ પર ચડી ગયા હતા તથા કેટલાક ડાળીએ ડાળીએ થઈ ઘાસમાં સરકતા સર્પ માફક ઉપર ચડી રહ્યા હતા. એકાએક જોન અને કેનેડી બેઠા હતા તે ડાળી ઉપર બે માથાં દેખાયાં.

કેનેડીના "લગાવ" શબ્દ સાથે બે ધડાકા ગાજી ઉઠયા. ને તે પછી તરત જ કોઈ નીચે કૂદી પડતા હોય તેવા ધબાકા સંભળાયા. એકાદ ક્ષણમાં બધા અદૃશ્ય થઇ ગયા. પણ આ બધી ધડાધડી વચ્ચે એક અવાજ સંભળાયો :

" આ મ્વા ! આ મ્વા ! " (મને બચાવો! મને બચાવો!) કોઈએ ફ્રેંચ ભાષામાં ગુંગળાતા સ્વરે કહ્યું.

" સાંભળ્યું ? " ઉપરથી દાકતરે પૂછયું.

" હા. "

" આ જંગલીઓના હાથમાં કોઈ ફ્રેંચ પકડાયો લાગે છે. કોઈ પાદરી કે કોઈ મુસાફર હશે."

" કદાચ પાદરી પણ હોય! " કેનેડીએ કહ્યું.

" જે હોય તે, પણ તે ફ્રેંચ છે ને આ માણસોના હાથમાં સપડાયો છે તેમાં તો શંકા નથી." દાક્તરે કહ્યું. " તેને બચાવવાની બને તેટલી કોશિશ કર્યા સિવાય આપણાથી અહીંથી જવાય જ નહિ. વળી બંદુકના અવાજ સાંભળી નિરાશાના અંધકારમાં ડૂબેલા તે પાદરીના જીવનમાં આશાનો ચમકારો આવી ગયો હોય એવું તેની બૂમ પરથી લાગે છે. એટલે કોઈને આશા દઈ તેનો ભંગ કરવો તેના જેવું મહાપાપ બીજું કોઈ નથી."

" તેને છોડાવવો જ જોઈએ. તે સિવાય આપણાથી એક ડગલું પણ ન ભરાય. ' કેનેડીએ કહ્યું.

" બરાબર. " દાકતરે કહ્યું. "સવારે આપણે તેને છોડાવવા પ્રયત્ન કરીશું. તમને કોઈનો ડર તો નથી ને ? "

" ડર ? ડર શેનો ? " બંનેએ કહ્યું.

આવો નિર્ણય થઈ જતાં દાકતરે ઊંચે સ્વરે ફ્રેંચ ભાષામાં બૂમ પાડી : "જે હો તે ધીરજ રાખજો—તમને બચાવવા અમે ત્રણુ મિત્રો અમારા જીવનને જોખમમાં મૂકીશું."

સૌને શું કરવું તે સવાલ મૂંઝવી રહ્યો હતો. કેનેડી તથા જોન તો ઉત્તેજીત થઈ ગયા હતા. અત્યારે ને અત્યારે જ તેને છૂટો કરવાનો પ્રયત્ન કરવા તેઓ દાકતરને સમજાવી રહ્યા હતા. પણ દાકતર બધી પરિસ્થિતિનો શાંત, ગંભીર ચિત્તે વિચાર કરી રહ્યો હતો. અજાણી વ્યક્તિને બચાવવાની તેની ધગશ કંઈ ઓછી નહોતી; પણ તેમ કરવા જતાં પોતાની ત્રિપુટીમાંથી કોઇને ખોવો ન પડે અને જેને છોડાવવો છે તેને પણ હબસીઓ મારી ન નાખે એ રીતે કામ લેવાની જરૂર હતી.

ખૂબ જ વિચાર કરી તેણે જણાવ્યું: "આપણી પાસે બસો રતલ બોજો તો છે. તે માણસનું વજન ૧૪૦ રતલ હોય તો પણ આપણી પાસે સાઠ રતલ વધારાના રહે."

"પણ તારી યોજના શું છે?" કેનેડીએ પૂછ્યું.

"કેનેડી, એ તો તું જાણે છે કે તે પાદરીના વજન જેટલો બોજો ફેંકી ન દઈએ ત્યાં સુધી તો આપણા બલૂનના વજનમાં કંઈ પણ ફરક પડવાનો નથી. પણ આપણે જો ખૂબ જ ઝડપથી ઊંચે ચડવું હોય તો આ યાંત્રિક ભઠ્ઠી ઉપરાંત પણ બીજી કોઇક મદદની જરૂર રહે છે. એટલે બાકીના સાઠ રતલ પણ જો ફેંકી દઈ શકાય તો આપણે જલદી ઉપર જઈ શકીએ."

"હા, એ ખરૂં." કેનેડીએ કહ્યું.

"પણ એક મુસીબત છે. આ બોજો ફેંકી દીધા પછી નીચે ઉતરવા માટે તેટલા જ વજનનો ગેસ ગુમાવવો પડે! આપણે માટે તો આ ગેસ જીવાદોરી સમી વસ્તુ છે, છતાં

પણ જો કોઈ માણસની જિંદગી તેનાથી બચાવી શકાતી હોય તો હું તેમ કરવા તૈયાર છું."

"બીજું શું થાય?" જોને કહ્યું.

"તો ભલે." દાકતરે કહ્યું. "આ બધી બોજાની ટોપ-લીઓ બલૂનની બેઠક બહાર એવી રીતે લટકાવો કે એક જ દોરી કાપતાં બધી નીચે પડે."

"પણ અંધારામાં?"

"હા, એ તો ઊલટો લાભ છે. કારણ કે અંધારામાં આપણે શું કરીએ છીએ તે કોઈ દેખી શકશે નહિ તથા આપણે કયારે તૈયાર થઈ ગયા તેની પણ કોઈને ખબર નહિ પડે. આપણાં બધાં હથિયાર હાથમાં જ રાખજો. કદાચ ગોળીબાર પણ કરવાં પડે. બંદુકનો એક, જોટાળી બે રાઈફલના ચાર, ને બે રિવોલ્વરના બાર મળી કુલ સત્તર ભડાકા આપણે એકસાથે કરી શકીએ તેમ છીએ. એટલું બધું કદાચ કરવાની જરૂર ન પણ પડે, છતાં તૈયારી રાખવી સારી."

બધી ગોઠવણ થઈ ગયા પછી દાકતરે કહ્યું: "ચારે તરફ નજર રાખજો. જોન, તારે ટોપલીઓની દોરી કાપવાની છે; કેનેડીએ પેલા પાદરીને ઊંચકી લેવાનો છે. પણ આ બધું ય હું કહું ત્યારે જ. જોન, તું નીચે જઈ બલૂનનું લંગર છોડી ઉપર આવતો રહે.

લંગર છૂટું કરી જોન ઉપર આવી ગયો. 'વિકટોરિયા' હવામાં તરતું થઈ ગયું. પણ તે તદ્દન શાંત ને સ્થિર હતું.

આ સમય દરમિયાન દાકતરે ભઠ્ઠીને બરાબર તૈયાર કરી લીધી, જેથી તેને ચાલુ કરવામાં એક ક્ષણ પણ ગુમાવવી ન પડે.

## [૨૨]

ખુલ્લી જગામાં દાકતરે જુદે જુદે ઠેકાણે બેટરીનો પ્રકાશ ફેંકી જોયો. છેવટે જ્યાંથી ધીરા આહકારા સંભળાતા હતા ત્યાં બેટરીના પ્રકાશને સ્થિર કર્યો. પ્રકાશનાં કિરણોમાં લગભગ ત્રીશેક વર્ષનો એક નવજુવાન પડયો હતો. વધસ્તંભ પર ચડેલા ઈશુની પેઠે તેનું માથું છાતી પર ઢળી ગયું હતું, શરીરે ઉઝરડા હતા.

“ અરરર....બિચારો! પાદરી જ લાગે છે. ” જોન બોલી ઉઠયો.

“ જોન, શાન્તિ રાખ ! આપણે તેને બચાવી લઇશું. ” દાકતરે કહ્યું.

નીચે લટકતી બેઠક તથા તેમાંથી નીકળતા બેટરીના પ્રકાશવાળા બલૂનને પૂંછડીઓ તારો માની હબસીઓએ ભયંકર ચીચીઆરી પાડી. તે સાંભળી પાદરીએ માથું ઊંચું કર્યું. ને તેને બચાવવા આવેલ માણસોને ખૂદ ઈશુએ મોકલેલા ફિરસ્તા માની તેમના તરફ હાથ લાંબા કર્યા.

“ હજી તો એ જીવે છે. ” દાકતરે કહ્યું. “ આ હબસીઓ આપણાથી ડરે છે એટલે તેને બચાવવાનું કામ ઘણું સહેલું થઇ પડશે. સૌ તૈયાર છો ને ? ”

" હા."

દાક્તરે ભઠ્ઠી બંધ કરી એટલે બલૂન નીચે ઉતરવા માંડયું. આજુબાજુ નજીક ને દૂર ઊભેલ હબસીઓ તરફ દાક્તરે બેટરીનો પ્રકાશ ત્રણ ચાર વાર ફેંકયો. પ્રકાશ પડતાં હબસીઓનું ટોળું એકાએક પાછું હઠયું ને રાડો પાડતું પાડતું જંગલમાં ભાગવા માંડયું.

બલૂનની બેઠક છેક જમીનની લગોલગ આવી પહોંચી હતી. તે જોઈ, પોતાનો કેદી ભાગી જશે જાણી કેટલાક સાહસિક હબસીઓ રાડો પાડતાં પાડતાં 'વિકટોરિયા' તરફ દોડ્યા. કેનેડીએ બંદુક ઉપાડી; પણ દાકતરે તેને હાથ હલાવી ના પાડી.

કેટલાએ વખતથી રીબાતા પાદરીમાં ઊભા થવાની તાકાત નહોતી રહી. બેઠક જમીનને અડી કે તરત જ કેનેડીએ અધમૂઆ પાદરીના હાથ પકડી તેને ઊંચે ઉપાડયો ને તે જ ક્ષણે જોને બસો રતલના બોજાની ટોપલીઓની દોરી કાપી નાખી. દાક્તરે ધારેલું કે આમ થતાં જ બલૂન કમાનમાંથી તીર છૂટે તેમ વેગથી આકાશમાં ઉડશે. પણ તેની ધારણા વિરૂદ્ધ બલૂન તો માત્ર ત્રણ ચાર ફૂટ ઊંચે ચડી ઊભું જ રહ્યું.

" છે શું ? " દાકતરે ત્રાસભરી રાડ પાડી.

'વિકટોરિયા' અટકયું જોઇ હબસીઓ રાડ પાડી તેના તરફ દોડ્યા.

" અરે ! " જોને બેઠકબહાર ડોકું કાઢી રાડ પાડી. " આણે બેઠકને નીચેથી પકડી રાખી છે. " બેઠક નીચે હબસીને ભરાયેલો જોઈ જોને કહ્યું.

" કેનેડી,....પાણીની પેટી."

દાક્તરનો વિચાર તરત જ સમજી જઈ કેનેડીએ સોએક રતલ વજનની પેટી બેઠક બહાર કાઢી ખાલી કરી નાખી—એકાએક બલૂને ઊંચે છલંગ મારી 'વિકટોરિયા' આકાશમાં ત્રણસો ફૂટ જેટલું ઊંચે ચડી ગયું.

ફરીથી એકાદ બીજી છલંગ બલૂને મારી ને તે બીજા સાતસો ફૂટ અદ્ધર ચડી ગયું.

" 'વિકટોરિયા'એ ફરીથી છલંગ કેમ મારી ?" કેનેડીએ પૂછ્યું.

" આમ જો." કહી દાક્તરે હવામાં સણસણાટી બોલાવી નીચે પડતા હબસી તરફ આંગળી ચીંધી.

બેઠકને નીચેથી પકડી રાખનાર હબસીની પકડ છૂટી ગઈ હતી ને આંબા પરથી પાકી કેરી પડે તેમ તે નીચે પછડાયો હતો. જમીન પર રાબડ વેરાય ને છાંટા ઊડે તેમ હબસીના શરીરમાંથી લોહીનાં છાંટા ઉડ્યા, ને તેનાં અંગે-અંગના ચૂરેચૂરા થઇ ગયા.

બેઠકમાં દાકતરે વીજળીનો દીવો ચાલુ કર્યો. બધે અજવાળું અજવાળું થઇ ગયું. અજવાળામાં પાદરીએ આંખો ઉઘાડી.

" તમે બચી ગયા છો." દાકતરે તેની સામે જોઈ ફ્રેંચમાં કહ્યું.

" બચ્યો !" પાદરીએ અંગ્રેજીમાં કહ્યું : " ભાઇઓ, હું તમારો આભાર માનું છું, પણ મને હવે નથી લાગતું કે હું વધુ જીવી શકું." કહી પાદરીએ આંખો ઢાળી દીધી.

જોને તેને માટે પથારી કરી. દાકતરે પ્રાથમિક સારવારની પેટી ખોલી પાદરીના હોઠ પર દવાનાં બે ચાર ટીપાં રેડ્યાં.

પાદરીના ગળા નીચે દવાનાં ટીપાં ઉતરતાં મોઢું ખોલી તેણે ધીરેથી કહ્યું: “ જીસસ ! જીસસ ! ”

'વિકટોરિયા' વાયવ્ય દિશામાં સહેજ પશ્ચિમ તરફ મર-કાતું મરડાતું ચાલી રહ્યું હતું

“ બચશે ખરો ? ” કેનેડીએ પાદરી તરફ આંગળી ચીંધી કહ્યું.

“ હા; આવા સુંદર વાતાવરણમાં બચવાની શકયતા છે ખરી. ”

“ બિચારાએ કેટલું સહન કર્યું હશે ! ” કેનેડીએ કહ્યું.

બીજે દિવસે આકાશ સાફ હતું. પાદરી આંખો ખોલી ધીરે ધીરે વાત કરી શકતો હતો.

“ તમને અમારી ખબર કઈ રીતે પડી ? ” દાક્તરે પૂછયું.

“ મને તો ખાસ કંઈ યાદ નથી. ” પાદરીએ કહ્યું. “ પણ તમે કોણ છો ? ”

“ અમે અંગ્રેજ પ્રવાસીઓ છીએ. ” દાક્તરે કહ્યું. “બલૂનમાં બેસી અમે આફ્રિકાનો પ્રવાસ કરવા નીકળ્યા છીએ. તમને બચાવવાનું સદ્ભાગ્ય અમને પ્રાપ્ત થયું છે. ”

“ વિજ્ઞાનીઓ પણ કંઇ જવાંમર્દ હોય છે ! ” પાદરીએ ધીરેથી કહ્યું.

“ પણ પાદરીઓ તો શહીદો હોય છે. ” કેનેડીએ કહ્યું. “ તમે કેટલા વર્ષથી અહીં છો ? ”

“ પાંચ પાંચ વર્ષથી મેં યુરોપ કે ફ્રાંસનો એક શબ્દ પણ સાંભળ્યો નથી. મને ત્યાંની કાંઈક વાત તો કરો. ”

“ પાંચ પાંચ વર્ષથી તમે આ જંગલીઓ વચ્ચે પડ્યા હતા ? ” કેનેડીથી પૂછાઈ જવાયું.

"હા. એ બિચારાઓને ધમ સિવાય સુધરવાનો બીજો ક્યાં આરો છે?"

પછી દાક્તરે ફ્રાંસની વાત કરવા માંડી. વાતે વાતે, પાંચ પાંચ વર્ષના નિરાશામય ને અસહાય જીવને દીલના ઊંડા ખૂણામાં કચડી દીધેલી વતનની મીઠી યાદ પાદરીની આંખમાં અશ્રુ લાવવા માંડી.

બહુ બોલવાથી પાદરીની અશક્તિ વધી ગઈ હતી. એટલે દાક્તરે તેને સૂઈ જવાનું સૂચન કર્યું. કોઈ મહાન વૈજ્ઞાનિક શોધના કીર્તિલોભથી નહિ, પણ ફક્ત આ બિચારાને સુધારવાની નિષ્કામ ભાવનાથી આફ્રિકાના આ અંધારખૂણાઓ સુધી ખેંચાઈ આવેલ આ મહાન આત્માને બચાવવા દાક્તર ખૂબ આતુર હતો.

થોડી ઊંઘ પછી પાદરી ફરી જાગ્યો ત્યારે દાક્તરે તેને તેનો ઇતિહાસ પૂછયો. બ્રિટેની પ્રાંતના આરેડન પ્રાંતમાં ગરીબ માબાપને ત્યાં તેનો જન્મ થયો હતો. નાનપણથી જ તેને ધર્મ પ્રત્યે ખૂબ પ્રેમ હતો. પણ એક જગાએ બેસી ધર્મોપદેશ કરવો તેને ગમતો નહિ. વીશમે વર્ષે તે સ્વદેશ છોડી આફ્રિકા આવ્યો. નાઈલના કાંઠે કાંઠે તે આગળ ધપતો રહ્યો. બેએક વર્ષ પછી ન્યામ્ન્યામના વિકરાળ લોકોએ તેને કેદ પકડ્યો. તો પણ તે ધર્મોપદેશ કર્યા જ કરતો. આવી ટોળીઓ એક દિવસ પરસ્પર લડી પડી ત્યારે તેને છટકી જવાનો મોકો મળ્યો. ત્યાંથી છટકીને ધર્મોપદેશ કરતો કરતો તે બે વર્ષ સુધી આગળ ચાલ્યો. આમ એક વર્ષ તે ન્યામન્યામ પ્રદેશની બારાકી નામના અતિ જંગલી લોકો વચ્ચે રહ્યો. આ લોકોનો આગેવાન થોડા વખતમાં મરી ગયો. તેથી લોકોએ માન્યું કે આ

પાદરી તેના મોતનું કારણ છે. આથી તેનો ભોગ લેવાનું નક્કી કરવામાં આવ્યું. તેનો વધ કરવાને માંડ ચાર કલાક જ બાકી હતા એટલામાં તેણે ગોળીબારનો અવાજ સાંભળ્યો. એ સાંભળી સ્વાભાવિક રીતે જ તેને મદદની બૂમ પાડી હતી. પોતાની વાત પૂરી કરતાં તેણે કહ્યું : "આટલાં વર્ષોના આવાં જીવન પછી હવે મને મોતનો ડર નથી. તે તો બધી પ્રભુની લીલા છે."

"પણ અમે તમને મરવા નહિ દઈએ." કેનેડીએ કહ્યું.

તે દિવસ આશા ને નિરાશા વચ્ચે પસાર થઈ ગયો. સાંજ ઢળતાં જોને દૂર દૂર પશ્ચિમ તરફ તીવ્ર પ્રકાશ તરફ આંગળી ચીંધી. જાણે ઉષાએ નભમંડળમાં સાથીઆ પૂર્યા હોય તેવો દેખાવ હતો.

"જીવતો જ્વાળામુખી હશે." દાક્તરે કહ્યું.

"પણ પવન તો આપણને તે તરફ લઈ જાય છે."

"કુછ ફિકર નહિ. આપણે તેના માથે થઈને પસાર થઈ જઈશું."

ત્રણેક કલાક પછી 'વિક્ટોરિયા' પર્વતપ્રદેશ નજીક આવી પહોંચ્યું. 'વિક્ટોરિયા' તે વખતે ૨૪ ૧૫ રેખાંશ ને ૪ ૪૨' અક્ષાંશે હતું. તેની સામે જ લાવા ઓકતો જ્વાળામુખી બળી રહ્યો હતો, ને અગ્નિના તણખાઓ તથા ખડકના ટુકડાઓ ઉડાડી રહ્યો હતો. ભયંકર નૈસર્ગિક સૌંદર્ય કુદરતના આ તાંડવમાં મૂર્તિમંત થઇ રહ્યું હતું.

એક ધારો પવન 'વિક્ટોરિયા'ને આ દિશામાં આગળ ધકેલી રહ્યો હતો. ભઠ્ઠીની ગરમી વધારી દેવામાં આવી. 'વિક્ટોરિયા'એ ઊંચે ચડવા માંડયું. બલૂન લગભગ છ હજાર

ફૂટની ઊંચાઈએ પહોંચ્યું હતું. તેની તથા જ્વાળામુખીની જ્વાળાઓ વચ્ચે લગભગ પંદરસો ફૂટનું અંતર હતું.

પાદરીને હવા ગરમ લાગતાં કારણ પૂછયું. જોને જણાવ્યું કે નીચે જ્વાળામુખી છે. પાદરીમાં ઊભા થવાની તાકાત નહોતી. છતાં કોઈને ખબર ન પડે તે પહેલાં બેઠા થઈ જઈ જ્વાળામુખી તરફ નજર કરી તેણે કહ્યું: "અહા! ભગવાનની કેવી લીલા છે! કોમળમાં કોમળ, ભયંકરમાં ભયંકર!"

ઊભા રહેવાની શક્તિ ન હોવાથી પાદરીને આંખે અંધારા આવ્યાં ને તેણે લથડિયું ખાધું. કેનેડીએ તેને પકડી લીધો ને પથારીમાં સૂવાડી દીધો.

સાંજના દશ થતાં તો જ્વાળામુખી પર્વત કયાંય પાછળ રહ્યો રહ્યો રાત્રિના અંધકારમાં પ્રકાશનો શેરડો પાડી રહ્યો હતો.

પાદરીનો શ્વાસ મંદ થતો જતો હતો. દાક્તરને લાગતું હતું કે હવે તે ભાગ્યે જ બચી શકશે. પાદરીએ આંખો ખોલી કહ્યું :

જોને પાદરીને બેઠો કર્યો.

" ભાઈઓ ! હવે મોતને ને મારે લાંબુ છેટું નથી. મને બેઠો કરો તો હું છેલ્લી વખત પ્રાર્થના કરી લઉં."

" ભગવાન ઇશુ ! મારી પ્રાર્થના સ્વીકારજે, મને તારા ચરણોમાં સ્થાન દેજે." તેના મુખ પર છેલ્લો ચમકારો આવ્યો અને તે નીચે પછડાયો.

" ખલાસ ! " દાક્તરે કહ્યું.

તે દિવસની આખી રાત ત્રણેયે શબના સહવાસમાં પસાર કરી. દરેકના દીલમાં આ પાદરીના મોતે ભયંકર ઝંઝાવાત જગાડયો હતો. દુનિયાની કઇ વસ્તુએ એને આવા અંધારા પ્રદેશોમાં ખેંચ્યો હતો ? બધાય તેની ને પોતાની સરખામણી કરી રહ્યા હતા. કયાં તે—દુનિયાની ફાની વસ્તુઓ ને ભાવનાનો ત્યાગ કરી જીવનના દૃઢ માર્ગે ખડીયામાં ખાંપણ લઈ ચાલી નીકળનાર, ને કયાં આપણે ?—પ્રવાસલોભ ને કીર્તિલોભ ખાતર જ માનવજીવનને અખતરામાં મૂકનાર ?

બીજે દિવસે બપોરે પાદરીના શબની અંતિમ વિધિ કરવા માટે બલૂનને નીચે ઉતારવામાં આવ્યું. જોન સૌથી પહેલો નીચે કૂદી પડયો.

"જોન! પાદરીને બહાર કાઢતાં પહેલાં તેટલો જ બોજો બલૂનમાં મૂકવો પડશે." દાકતરે સૂચવ્યું.

દાકતરના કહેવા પ્રમાણે જોને પાંચસોએક શેર વજનના પથરા બલૂનમાં મૂકયા. આટલા બધા વજનની પહેલાં તો જરૂર નહોતી. પત્થરો સૂર્યના પ્રકાશમાં ખૂબ ચળકતા હતા.

"આ એક નવી શોધ થઈ." દાકતર મનમાં બબડયો.

કેનેડી અને જોને ખાડો ખોદયો; પછી શહીદ પાદરીના શબને ઉપાડી હળવે રહી કબરમાં ઉતાર્યું. તેના માનમાં બધાએ મૌન ધારણ કર્યું. પછી હળવેથી જોને તેના પર માટી વાળી દીધી.

આ બધા સમય દરમિયાન દાકતર ખૂબ ઊંડા વિચારમાં પડી ગયા હતા.

"શું વિચાર કરો છો?" કેનેડીએ દાકતરને ખભે હાથ મૂકી કહ્યું.

"કુદરતની લીલાનો." દાકતરે કહ્યું. "તમે જાણો છો, કે આ શહીદ પાદરી આજે ધરતીના ઉદરમાં અંતિમ સંસ્કાર પામ્યો છે?"

"એટલે?"

"આ પાદરી આજે સોનાની ધરતીની ગોદમાં સૂતો છે."

"હેં!"

"હા; આજે જે પથ્થરોને તમે પગ નીચે કચડી રહ્યા છો ને જેની તમારે મન કંઇ જ કિંમત નથી તે જ પત્થરોમાં શુદ્ધ સોનું છે."

દાકતરના શબ્દો સાંભળતાં જ જોન આ પત્થરોને ભેગા કરવા મંડયો. તે જોઈને કેનેડી પણ તેનું અનુકરણ કરવા મંડયો.

"થોડો વિચાર તો કરો." દાકતરે કહ્યું: "આ બધો ભાર કંઈ બલૂનમાં લઇ જઈ શકાય?"

"તો શું આ ખજાનો અહીં પડયો જ રહેવા દઈશું?" જોને પૂછ્યું.

"જોન, આ શહીદ પાદરીના તાજા મોતના સાક્ષી તરીકે ઊભીને ઘડીક પણ શું દુન્યવી ચીજો પર તિરસ્કાર નથી છૂટતો? ને જ્યારે આપણે આફ્રિકાનો અંધારપછેડો ઉપાડવાનો પ્રયાસ આદર્યો છે ત્યારે આવો લોભ આપણને શોભે?"

"પણ આ બધું તો અહીં નકામું જ પડયું છે ને?" જોને કહ્યું.

"માની લો કે એમ. પણ તે ઉપાડવાની 'વિકટોરિયા'માં શક્તિ કયાં છે? તને બહુ લોભ હોય તો ઈંગ્લેંડ જઈને હું તને આ જગાનો ચોક્કસ નકશો દોરી આપીશ. પછી તું તારા દોસ્તોને લઈને અહીં આવજે."

જોને કંઇ જવાબ ન દીધો.

દાક્તરને તપાસ કરતાં જણાયું કે તેઓ અત્યારે ૨૨° ૨૩' રેખાંશ ને ૪૦° ૫૫' અક્ષાંશે હતા. શહીદ પાદરીના કબ્રસ્તાન તરફ છેલ્લી નજર નાંખી તેઓ 'વિકટોરિયા' તરફ ઉપડ્યા. દાકતર ખૂબ ચિંતાતુર જણાતો હતો, કારણકે પાણીની પેટી ખાલી કરી નાખવાંમાં આવી હતી તે ફરી ભરી લેવાની તેની ઇચ્છા હતી. પણ આવા સૂકા પ્રદેશમાં તે કેમ બને?

બધા બેઠકમાં આવી પહોંચ્યા. દાક્તરે ભઠ્ઠી ચાલુ કરી. પણ બલૂન કંઈ હાલ્યું ચાલ્યું નહિ.

દાક્તરે જોન તરફ નજર ફેંકી કહ્યું: "જોન! તું આ પથરા ફેંકી દઇશ?"

"પણ તમે રજા આપી........"

"હા; પણ તે તો આપણને જરૂરી વજન પૂરતી જ. બાકી આ રણમાં જ આપણે હંમેશ પડ્યા રહીએ તેવું શું તું ઇચ્છે છે?"

જોને એક નાનામાં નાનો પથરો ફેંકયો પણ બલૂન જરા પણ ઊંચે ચડયું નહિ. ત્યાર પછી એક પછી એક એમ કરતાં અર્ધોઅર્ધ પથરા ફેંકી દેવામાં આવ્યા ત્યારે બલૂન માંડ સહેજ ડોલ્યું. કચવાતા મને જોને બીજા બે પથરા નીચે ફેંકયા ત્યારે જ ડોલતી હાથણી માફક 'વિકટોરિયા' હવામાં ઊંચે ચડવા લાગ્યું.

'કેનેડી', દાક્તરે કહ્યું: "જોઈ લે, જોન જેવા મજાના માણસ ઉપર પણ સોનાની કેવી ખરાબ અસર થાય છે?"

સાંજ થતાં 'વિકટોરિયા'એ પશ્ચિમમાં ૯૦ માઈલ કાપી નાખ્યા. તેઓ અત્યારે ઝાંઝીબારથી સીધેસીધા ૧૪૦૦ માઈલ દૂર હતા.

## [ ૨૮ ]

રાતના આરામ પછી બીજે દિવસે 'વિકટોરિયા'એ ઉડવાનું શરૂ કર્યું ત્યારે પવન પડી ગયો હતો.

"હું માનું છું કે આપણે અડધી મુસાફરી તો દશ જ દિવસમાં પૂરી કરી છે. પણ હવે જે મુસાફરી બાકી રહી છે તે મહા વિકટ છે. મને તો ડર છે કે આપણને ત્યાં પાણી પણ પીવાનું નહિ મળે." દાક્તરે કહ્યું.

"ત્યાં નહિ, પણ રસ્તામાં તો આપણને મળી રહેશે જ."

"તો તો ઘણું જ સારૂં." દાક્તરે ધીરેથી કહ્યું. દાક્તરની નજર આગળ ભેંકાર રેતાળ મહાસાગરની શકયતાઓ ખડી થતી હતી. પાણીનો વિચાર સૌ કોઈને મુંઝવી રહ્યો હતો.

મુસાફરોની વાતચીત ઓછી થતી જતી હતી. રણનાં ચિહ્નો સ્પષ્ટ જણાતાં જતાં હતાં. આકાશમાં વાદળાંનું એક પણ નિશાન નહોતું. પવનનું નામ નહોતું. આખા દિવસની મુસાફરીને અંતે 'વિકટોરિયા'એ માંડ ત્રીશ માઈલ કાપ્યા હતા.

બધાંનાં હૈયાં એક જ વિચારે ધડકતાં હતાંઃ ફક્ત ત્રણ જ ગેલન પાણી હતું. જો વધારે પાણી ન મળ્યું તો? ૮૬° ની ઊંચી ગરમીમાં ખૂબ તરસ લાગે ત્યારે જ પીવા માટે દાકતરે એક ગેલન પાણી જુદું તારવ્યું; બે ગેલન ભઠ્ઠી માટે રાખ્યું. પૂરતી ગણતરી કરી દાકતરે જણાવ્યું: "આટલા પાણીથી ફક્ત ૫૪ કલાકની મુસાફરી થઈ શકશે. ઉપરાંત

પાણી મળે તેવી જગા અંધારામાં ન પસાર થઇ જાય તે માટે આપણે રાત્રે મુસાફરી ન કરીએ તોય સાડા ત્રણ દિવસ સુધી ચાલે તેટલું પાણી તો આપણી પાસે છે. એટલા વખતમાં કોઈ પણ હિસાબે પાણી શોધી કાઢવું જ જોઈએ. એટલે તમને અગાઉથી એક ચેતવણી આપી રાખું કે પીવા માટે એક ગેલન જ પાણી રાખ્યું છે. માટે સૌને માપસર જ પાણી મળશે."

"પણ તેની આટલી ચિંતા શી?" કેનેડીએ કહ્યું.

"ચેતતા નર સદા સુખી." દાકતરે કહ્યું.

નીચેની જમીન સમુદ્રસપાટીથી ભાગ્યે જ આઠસો ફૂટ ઊંચી હશે. આથી દાકતરને કંઈક આશા હતી. આફ્રિકાના મધ્યભાગમાં મહાસાગર આવેલ છે તેવી ભૂગોળશાસ્ત્રીઓની માન્યતા તેને યાદ આવી.

રાત્રિ ખૂબ શાંત હતી. પવનની એક લેરખી પણ આવતી નહોતી.

સવારના પાંચે તેમણે હંકારી મૂક્યું. પણ પવન હતો જ નહિ. તથા પાણીનો ખૂબ ઉપયોગ કરી ઝડપી પવનપ્રવાહ શોધવા ખૂબ ઊંચે જવું પાલવે તેમ પણ હતું નહિ. બપોર થાય ત્યાં સુધીમાં તેમણે માંડ દશબાર માઇલ કાપ્યા.

"આપણે અર્ધી મુસાફરી તો કરી દીધી હશે?" કેનેડીએ પૂછ્યું.

"હા અને ના." દાકતરે કહ્યું. "અંતરને લાગેવળગે છે ત્યાં સુધી હા ને સમયને લાગેવળગે છે ત્યાં સુધી ના."

"હવે લાગે છે કે આપણે આફ્રિકાની સફર ખેડી રહ્યા છીએ. આજ સુધી તો સ્વર્ગની મુસાફરી જેવું લાગતું હતું.

હવે જ ખબર પડે છે કે પ્રવાસ શું છે.” જોને જણાવ્યું.

તે દિવસે તેમણે માત્ર વીશ માઈલની મુસાફરી કરી હતી. બીજે દિવસે પહેલી મે હતી.

પવનનું કયાંય નામનિશાન નહોતું. આખો દિવસ દાક્તર દૂરદર્શક ચશ્માં પહેરી દૂર દૂર નજર નાખ્યા કરતો હતો. દૂર દૂર તેની આંખો ફરી વળતી. પણ કયાંય પાણીનું નામનિશાન નજરે પડતું નહિ. આ મુસાફરીની મોટી જવાબદારી દાકતરને માથે હતી. મૈત્રીદાવે અથવા તો ફરજભાને કેનેડી તથા જોન તેની સાથે ખેંચાયા હતા. માનવના અણુખેડેલાં પ્રદેશોના પ્રવાસમાં તેણે તેમને પણ જોખમમાં નહોતા મૂકયા ?

તે વિચાર્યા જ કરતો કે હવે કરવું શું? હવે જે પ્રદેશમાંથી પસાર થવાનું હતું તેનાથી દુનિયાની ભૂગોળથી પરિચિત દરેક વ્યક્તિ અપરિચિત હતી. તેને થયા કરતું કે તેના મિત્રો આગળ ચોકકસ પરિસ્થિતિની ચોખવટ કરી દેવી જરૂરી છે, તથા શું કરવું તે બાબત તેમનો અભિપ્રાય પહેલેથી જ જાણી લેવાની જરૂર છે.

દાક્તરે જોન તથા કેનેડીને બધી પરિસ્થિતિથી વાકેફ કર્યા.

“ દાકતર સાહેબ કહે તે સિવાય મારે બીજું કંઈ કરવાનું હોય જ નહિ.” જોને કહ્યું : “ જ્યાં તેઓ જશે ત્યાં હું જવાનો. ”

“ ને તું, કેનેડી ? ”

“ હું ? પ્રિય સેમ્યુઅલ ! મુશ્કેલીઓથી ડરી જાય એ બીજા. સાહસના જોખમોનો મને કદી ભય નથી. હું તો સદાય

તારી સાથે જ છું. આગેકદમ એ એક જ માર્ગ આપણા માટે ખુલ્લો છે. અમારા પર વિશ્વાસ રાખજે."

"તો જુઓ, સાંભળી લ્યો." ડાક્તરે કહ્યું. "મારી ગણતરી પ્રમાણે તો ગીયાનાની ખાડીથી હવે આપણે ત્રણસો ચારસો માઇલ કરતાં વધારે દૂર નથી. તે હિસાબે આ રણ કંઈ અફાટ નથી. ઉપરાંત દરિયાના કિનારા પર અંદરના ભાગમાં પણ વસ્તી છે. તે સિવાય વચ્ચે કયાંય રણદ્વીપનો ભેટો થઈ જાય પણ ખરો. પણ મુશ્કેલી તો પવનની જ છે."

તે દિવસે માંડ પંદર માઈલ કપાયા હતા.

## [૨૫]

બીજે દિવસે પણ આકાશમાં એવી જ ભેંકાર નિર્મળતા ને સ્વચ્છતા હતી. 'વિક્ટોરિયા' જમીનથી પાંચસો ફૂટ ઊંચે હતું, પણ તેની ગતિ જાણે બંધ થઇ ગઈ હતી.

" આપણે હવે ખાસ રણમાં પ્રવેશ કરીએ છીએ." દાક્તરે કહ્યું. "નાખી નજર પહોંચે ત્યાં સુધી રેતીનો અફાટ ધરતીપટ કાયા લંબાવી પડયો છે. પવનનું કયાંય નામનિશાન નથી."

" પણ મને લાગે છે કે પવન છૂટશે ખરો." જોને કહ્યું. " ઉપર વાદળાં દેખાય છે."

સવારે આઠ વાગ્યે નજરે પડેલ વાદળાંનું સ્વરૂપ હજી એવું ને એવું જ હતું. તે જોઈ દાક્તરે કહ્યું: ' વાદળાંનો આકાર બદલાતો નથી તે બતાવી આપે છે કે પવન છે જ નહિ."

ઊંચે ચડી પવનપ્રવાહ શોધવા દાકતરે ભઠ્ઠી ચેતાવી. પંદરસોએક ફૂટ ઊંચે જતાં 'વિક્ટોરિયા' વાદળાં પાસે પહોંચી ગયું. તેટલે જઈને પણ પવન માટે તો નિરાશ થવા જેવું જ હતું. આટલે ઊંચે આવી પાણીનો વ્યય કરવા બદલ દાક્તરને ચિંતા થવા લાગી.

" આમ તો જુઓ." જોન બોલી ઉઠયો.

" શું છે?"

"આમ જુઓ! આપણે કંઈ એકલા નથી. આપણી પહેલાં પણ કોઈ બલૂનપ્રવાસે નીકળ્યા છે."

"કંઈ ગાંડો તો નથી થયો ને, જોન?" દાક્તરે પૂછ્યું.

"કોણ હું?" જોને અજાયબીથી પૂછ્યું. "આમ જોઈ લ્યો, કેનેડી સાહેબ." કહી જોને એક તરફ આંગળી ચીંધી.

"તારા સમ, સેમ્યુઅલ! આમ જો તો ખરો." કેનેડીએ કહ્યું. "આપણા જેવું જ બલૂન અને આપણા જેવા જ મુસાફરો."

"જોયું." દાક્તરે કહ્યું.

બસોએક કદમ દૂર 'વિક્ટોરિયા' જેવું જ બીજું બલૂન નજરે પડતું હતું.

"તો આપણે એ બલૂનને આપણી ખબર આપી દઈએ." દાકતરે કહ્યું. "કેનેડી! વાવટો ફરકાવ."

પણ જાણે તે જ વખતે સામા બલૂનના માણસોને પણ તેવો જ વિચાર આવ્યો ન હોય તેમ તેમાંથી પણ 'વિક્ટોરિયા'ના વાવટા માફક જ વાવટાનો ફફડાટ શરૂ થયો.

"વાંદરા જેવા લાગે છે." જોને ચીડાઈને કહ્યું.

"વાંદરા જેવા નથી, આપણા જેવા જ છે." દાકતરે મોટેથી હસીને કહ્યું.

"કેમ?" કેનેડીએ પૂછ્યું.

"ત્યાંનો વાવટો પણ તું પોતે જ ફરકાવી રહ્યો છે. આપણે જ તે બીજી બેઠકમાં છીએ. ને આ બીજું બલૂન તે આપણું 'વિક્ટોરિયા' પોતે જ છે."

"અપમાન લાગે તો માફ કરજો." જોને કહ્યું. "પણ મારે બદલે હરીફોને જોઈને તમે તો ગાંડા નથી બની બેઠા ને?"

"ઠીક, તો જોન, તું હાથ લાંબાપહોળા કરી ઠેકડા મારી જો એટલે તને મારા શબ્દો સમજાશે."

દાકતરના કહેવા પ્રમાણે જોને કર્યું. તો સામા બલૂનની બેઠકમાં પણ તેમજ થતું દેખાયું.

"આ બધી હવે, જોન, મૃગજળની લીલા છે." દાકતરે તેને સમજાવતાં કહ્યું. "હવાના થરોની ઘનતા રણની ગરમીથી અસમાન રીતે ઓછીવત્તી થવાથી આપણું પોતાનું જ પ્રતિબિંબ ત્યાં પડે છે."

"વાહ!" જોને કહ્યું. હજી તેણે હાથ લાંબાપહોળા કરી ચાળા કરવાનું બંધ કર્યું નહોતું.

સાંજના ચારેક થતાં જોને દૂર આવેલ રેતીના ટેકરાઓ તરફ આંગળી ચીંધી. રેતીના ટેકરાઓ પાછળથી બે તાડવૃક્ષો ડોકિયાં કરતાં નજરે પડતાં હતાં.

"ઝાડ પણ છે." દાકતરે આશામાં આવી જઈ કહ્યું. "કદાચ પાણી પણ હશે."

દાક્તરે દૂરદર્શક ચશ્માં ચડાવી વધુ ખાતરી કરવા નજર ફેંકી. "ત્યાં પાણી પણ હોવું જ જોઈએ. આપણે બલૂનને ત્યાં નહિ લઈ જઈ શકીએ તો છેવટ તેટલું ચાલી નાખીશું. હવે વાંધો નહિ." દાકતરે આનંદમાં આવી જઈ કહ્યું.

"પાણી મળવાનું હોય તો પછી આજે જ, અત્યારે જ, અબ ઘડી ધરાઇને પી લઈએ તો કંઈ વાંધો છે?" જોને પૂછ્યું.

"કોઈ હરકત નહિ. ખુશીથી ધરાઇને પી લો." દાકતરે કહ્યું.

"આવો સ્વાદ તો અમૃતનો ય નહિ હોય!" કેનેડીએ પાણી પીતાં પીતાં કહ્યું.

સાંજના છ થતાં 'વિકટોરિયા' રેતીના ટેકરાઓ પાસે આવી પહોંચ્યું. દૂરથી દેખાતાં તાડવૃક્ષો અહીં તો લગભગ બળી ગએલ જ લાગતાં હતાં—ફક્ત પવનના અભાવને લીધે તેનાં સૂકાં પાંદડાં ખરી પડવાં બાકી હતા. પાણી નહિ હોય તો ? દાકતરની છાતી ધડકવા લાગી.

થોડા વખત પહેલાં જ ત્યાં એક કાફલો થંભ્યો હોય તેવાં નિશાન હતાં. કાફલામાંના કેટલાક અશકત માણસો ત્યાં જ મરેલા પડ્યા હતા. જેઓ સશક્ત હશે તેઓ આશાભંગ થઈ મૃત્યુમાર્ગે એકલા આગળ ચાલ્યા ગયા હશે.

" નીચે ઉતર્યે શું વળે તેમ છે ? " કેનેડીએ નિશ્વાસ નાખી કહ્યું. " અહીં તો પાણીનું ટીપું યે લાગતું નથી. "

" પણ તપાસ તો કરીએ. પાણી મળવાનો કંઈ સંભવ છે કે નહિ ! "

'વિકટોરિયા'ની બેઠક ધરતીને અડી એટલે જોન અને કેનેડી પોતાના વજન પૂરતી રેતી બેઠકમાં મૂકી પાણીની શોધમાં ચાલ્યા. અહીં તહીં બધેય આંટા માર્યા પછી તેમને લાગ્યું કે અહીં જળાશય હશે; પણ અત્યારે તો તે કેટલાંયે વર્ષોથી સૂકાઈ ગયું હોય તેમ લાગતું હતું.

મંદ મંદ પગલે ને ધૂળભર્યા શરીરે ચાલ્યા આવતા સાથીદારોને જોઇ દાકતરને લાગ્યું કે પાણીની આશા નથી. આ વખતે ખૂબ હિંમત ને ધીરજ રાખવાની જરૂર હતી. એક પણ શબ્દ બોલ્યા સિવાય જોન અને કેનેડીએ બેઠકમાં જગા લીધી.

હજી લગી તો તેમને તરસના દુઃખથી બહુ હેરાન થવું નહિ પડયું હોવાથી આગળ જવા માટે તઓ નિરાશ નહોતા થઈ ગયા.

તે દિવસે તેમણે માંડ દશ માઈલ કાપ્યા હતા.

"હજુ છ કલાકથી વધારે સમય ભઠ્ઠી ચાલે તેમ નથી. એટલામાં જો પાણી નહિ મળે તો પછી આપણું શું થશે તે કંઇ કહી શકાય નહિ.' બીજે દિવસે સવારે ઉપડતી વખતે દાક્તરે કહ્યું.

ગરમી વધતી જતી હતી. બેઠકમાં છત્તર નીચ છાંયામાં મૂકેલ થર્મોમીટરમાં પારો ૧૩૦ ડીગ્રીએ પહોંચ્યો હતો. હવે તેમની પાસે માત્ર અઢી શેરથી વધારે પીવાનું પાણી નહોતું. પણ હજી તો આ રણ પાર કરવાનું હતું. દાક્તરના મનમાં હજારો વિચારો ઘુમી રહ્યા હતા. પહેલેથી આટલું પાણી પી નાખ્યું ન હોત તો? બલૂનનો ભાર હવે ઓછો કરી નાખીએ તો! આવા બધા વિચારોના ભારે તેનું માથું દુઃખવા આવ્યું હતું. જોન ને કેનેડી નિરાશામાં લાંમા થઇ સૂઇ ગયા હતા.

"એકાદ છેલ્લો પ્રયત્ન કરી લઈએ." તેણે વિચાર્યું. "ઊંચે જઈએ વખતે કોઇ પવનપ્રવાહ મળી જાય! છેલ્લો પાસો ફેંકી લઈએ."

સો ફૂટથી માંડીને તે પાંચ હજાર ફૂટની ઊંચાઈ સુધીમાં દાકતરને કંઈ સફળતા ન મળી. ભઠ્ઠી માટે રાખેલું પાણી ખલાસ થઈ જતાં ભઠ્ઠી બંધ પડી. 'વિકટોરિયા'એ નીચે ઉતરવા માંડયું. ચારેક વાગતાં 'વિકટોરિયા'ની બેઠક જમીનને

અડી. સેક્સ્ટન્ટથી જગાના રેખાંશ માપતાં દાક્તરને લાગ્યું કે તેઓ ૧૯°.૩૫' રેખાંશ ને ૬°.૫૧' અક્ષાંશે હતા. શાડ સરોવર પાંચસોએક માઈલ દૂર હતું, જ્યારે આફ્રિકાનો પૂર્વકિનારો ચારસો માઈલથી થોડો વધારે દૂર હતો.

બેઠક જમીનને અડ્યા પછી થોડી વારે જોન અને કેનેડી જાગી ગયા.

"કાં, અહીં મુકામ કરવાનો છે?" કેનેડીથી સહસા પૂછાઈ જવાયું.

"બીજું શું થાય?" દાકતરે માથું નીચું રાખી જવાબ દીધો. ત્રણે જણા બેઠક નીચે ઉતર્યા.

સાંજે નામનું ખાઈ વારા ફરતી સૂતા.

બીજે દિવસે માંડ પોણો શેર પાણી બાકી હતું. આખરી પળ સિવાય તેને સ્પર્શ પણ નહિ કરવાનું દાકતરે સૌને જણાવી દીધું.

થર્મોમીટર પારો ૧૪૦ અંશ પર હતો.

"હિંમત હારી ગયે ચાલે તેમ નથી." દાકતરે કહ્યું. "આવી અસહ્ય ગરમી પછી વાતાવરણમાં ભયંકર ફેરફારો થાય છે, ને રણમાં, સૂતા સેતાનો જાગે તેમ પવનનાં તોફાનો જાગે છે. કલાકમાં તો શાંત વાતાવરણ લુપ્ત થઈ પ્રચંડ ઝંઝાવાતોના ડાકલા વાગતા થઈ જાય છે."

"પણ એવો કોઈ સંભવ દેખાય છે?" કેનેડીએ કહ્યું.

"પારો નીચે ઉતરતો જાય છે ખરો." દાકતરે કહ્યું.

તરસથી અને રણના વિચારોની વેદનાથી ત્રણે થાકી ગયા હતા.

રાત પડતાં દાક્તરને વિચાર આવ્યો કે આમને આમ પડી રહેવા કરતાં ચાલી નીકળવું શું ખોટું ? તેણે આ વિચાર તેના મિત્રોને જણાવ્યો પણ તેમણે કંઇ તે તરફ બહુ ધ્યાન આપ્યું નહિ. ત્યારે દાક્તરને લાગ્યું કે એકલા પણ ચાલી નીકળવું જ જોઈશે; દાકતરે પશ્ચિમ ભણી પગલાં ઉપાડયાં, અંધારે અંધારે તેણે કેટલાય માઇલ કાપી નાખ્યા. માનવ-શક્તિને પણ મર્યાદા હોય છે. તે થાકયો, તેના પગે લથડિયું ખાધું ને તે નીચે પછડાયો. ઊભા થવા ઘણા પ્રયત્નો કર્યા પણ વ્યર્થ. છેવટ અંધારી રાત અને આ રેતીના મહાસાગરની ભેંકાર એકલતામાં તે નિદ્રાધીન થઇ ગયો.

મધરાતે જોને કેનેડીને જગાડયો. દાકતર કયારના ગયા છે પણ હજી પાછા આવ્યા નથી. તેનાં પગલાં જોતો જોતો જોન ચાલી નીકળ્યો. પવનહીન રણમાં માનવપગલાંની નિશાનીઓ રાત્રીના અંધકારમાં પણ સ્પષ્ટ જણાતી હતી. જોન દાકતર પાસે પહોંચી ગયો.

" કાં, આમ ? શું થયું છે ? " જોને પૂછયું.

" કંઈ થયું નથી જરા અશક્તિ આવી ગઈ છે. "

" મારા ટેકે ટેકે ચાલો 'વિકટોરિયા' પાસે પાછા જતા રહીએ. " જોને કહ્યું.

બંને પાછા ચાલી નીકળ્યા.

" આમને આમ તો ભાગ્યે જ આપણે થોડા દિવસ જીવી શકીએ. માટે આપણે તરત કોઈ એક નિર્ણય કરી લેવાની જરૂર છે. " જોને કહ્યું.

"હું...." દાકતરે કહ્યું. "પવન જ નથી ત્યાં કરવું શું ?"

"મારી વાત તો સાવ સીધી સાદી છે. ખાવા પૂરતાં સાધનો ઉપાડી હું આગળ ઉપડી જાઉં તે પછી જો પવનની મદદ મળે તો તમે મારી રાહ જોવા રોકાયા સિવાય ચાલી નીકળજો. અને જતાં જો હું કોઈ ગામે પહોંચીશ તો તમે થોડાં અરબી વાક્યો લખી આપો જેથી મારૂં કામ થાય ને હું કાંઈક સગવડો મેળવી શકું."

"એ ન બને. અમે તને એમ એકલો જવા દઈ શકીએ નહિ, જોન." દાકતરે તેનો બરડો હળવેથી થાબડી કહ્યું. "તારી હિંમત તથા તારા સ્વાર્પણ માટે તને ધન્યવાદ આપું છું, પણ તારી દરખાસ્ત અમને નામંજૂર છે."

"પણ કંઈક તો કરવું જોઈશે ને? જુઓ, હું તમને કહી દઉં છું, આજે થયો રવિવાર; અથવા મધરાત વીતી ગઈ છે એટલે માનો કે સોમવાર થયો. પણ આપણે મંગળવારે પણ અહીંથી નહિ ઉપડી શકીએ તો પછી તમે મને રોકી શકવાના નથી, એ યાદ રાખજો."

દાકતર જવાબ દીધા સિવાય ચાલતો હતો.

બીજે દિવસે દાક્તરે સર્વપ્રથમ વાયુભારમાપક યંત્રની તપાસ કરી, તો પારો ખૂબ નીચો ઉતરી ગયો હોય તેમ જણાતું હતું.

દાક્તર વાતાવરણુના વિચારોમાં ગુંચવાઇ ગયો હતો; જોન પોતાના પ્રવાસના વિચારો કર્યા કરતો હતો. કેનેડીની તરસનો પાર નહોતો. તેને થોડું પાણી આપવામાં આવ્યું, એટલે તે સૂઈ ગયો. દાકતર પણ સૂઇ ગયો હતો. જોન એકલો હતો. તરસની પીડા અસહ્ય હતી. શીશીમાંથી થોડું પાણી પી લેવાનું, ચાખી લેવાનું (?) મન તે રોકી ન શકયો. શીશીનો બૂચ ખોલી એકાદ બે ટીપાં એ મોઢામાં પાડવા જાય છે ત્યાં "મા, મને છમ વડું"ની માફક કેનેડી બોલી ઉઠયો : "મને પણ દે....દે." જોને બાકીની શીશી કેનેડીના હાથમાં મૂકી. તેણે આખી ખાલી કરી નાખી. કેનેડી બબડયો : "સુક્રિયા." પણ જોને તે સાંભળ્યું નહિ. કારણકે તે પણ આડો પડી ગયો હતો.

રાત આમને આમ પસાર થઈ. બીજે દિવસે તેમની શક્તિઓ તદ્દન ક્ષીણ થઈ ગઈ હતી. જોન પોતાના ઠરાવ પ્રમાણે ચાલી નીકળવા માટે ઉભા થવાનો પ્રયત્ન કર્યો; પણ તેનાથી ઉભા જ થવાયું નહિ.

એકાએક કેનેડીની નજર બેઠકની બહાર દેખાતી બંદુકની નળી પર ગઈ. માનવાતીત પ્રયત્ન કરી તેણે બંદુક હાથમાં લઈ નળી પોતાના તરફ વાળી.

તે જોઈ આત્મશક્તિના જોરે જ જોન ઉભો થયો ને બંદુકની નળીને આડી કરી નાખી.

" મૂકી દે....નહિતર મારી નાખીશ. " કેનેડીની પીળી આંખોમાં ગુસ્સાની રતાશ આવી.

પણ તેની પરવા કર્યા સિવાય જોન બંદુકને વળગી રહ્યો. તેમની તાણાતાણીમાં બંદુક ફૂટી ને તેના ભડાકાથી દાક્તર જાગી ગયો. પણ એકાએક તેની નજર ક્ષિતિજ પર પડી ને સાદ ફાટી જાય તેટલા ઊંચા અવાજે તેણે રાડ પાડી : "એ આવે....એ આવે....પણે ! '

તેના અવાજમાં એટલું જોર હતું કે જોન અને કેનેડી છૂટા પડી ગયા ને ક્ષિતિજ તરફ જોવા લાગ્યા. રેતીના શાંત મેદાનને બદલે ત્યાં તો ધૂળની આંધી ચડી હતી. આકાશ ઢંકાઈ ગયું હતું ને પવનના સુસવાટા સંભળાતા હતા. જાણે રેતીનો શાંત સાગર હેલે ચડયો હતો.

" સી મૂન ! " (રણનું વાવાઝોડું) દાક્તરે બૂમ પાડી. તેની આંખોમાં આશાની તેજ ટસરો ફૂટી.

" સી મૂન ! " જોને પણ સમજ્યા સિવાય બૂમ પાડી.

" તો તો મૂઆ પડ્યા; હવે નહિ બચાય ! " કેનેડીએ કહ્યું.

" હા. માર્યા; ઉલટાના બચી ગયા. " મોતનાં વિકરાળ જડબામાંથી છૂટતાં દાક્તરને વિનોદ સ્ફૂર્યો.

દાકતરે ઉતાવળે ઉતાવળે બલૂનની રેતી નીચે ઠાલવવા માંડી. છેવટે તેના મિત્રો શું થવાનું છે તે સમજી જતાં બેઠકમાં ચડી બેસી તેને મદદ કરવા લાગ્યા.

"જોન! હજી બસો રતલ જેટલા તારા સોનાના પત્થરો છે તેમાંથી પચાસેક રતલ ફેંકી દે." દાકતરે કહ્યું.

જોને તે પ્રમાણે કર્યું કે તરતજ 'વિકટોરિયા' ઠેકડો મારી આકાશમાં ચડી ગયું.

આંધી પાસે આવી રહી હતી. એકાદ ક્ષણ પછી 'વિકટોરિયા'ને આંચકો લાગ્યો ને તે ખેંચાયું તથા આકાશે ચડેલાં રેતીના સાગરમાં અદૃશ્ય થઇ ગયું.

"હજી થોડા વધારે પથરા ફેંકી દે." આંખમાં રેતી ન પેસી જાય તે માટે આંખો પર હાથ રાખીને જ દાકતરે કહ્યું.

વધારે પત્થરો નીચે ફેંકી દેવાયા. 'વિકટોરિયા' હજી ઊંચે ચડ્યું. જમીન પરની રેતી અહીં આવી શકતી નહોતી. અમાપ ગતિથી 'વિકટોરિયા' ઉડી રહ્યું હતું.

ત્રણેક કલાક થતાં વાવાઝોડું મંદ પડ્યું તો થોડેક જ છેટે એક રણદ્વીપ નજરે પડયો. તેની ચારે બાજુ લીલાં ઝાડનો પાર નહોતો. ત્યાં પાણી હોવાનો પૂરો સંભવ હતો.

દાકતરે 'વિકટોરિયા'માંથી ગેસ બહાર કાઢવાની ચકલી ખોલી. હાઇડ્રોજન બહાર કાઢયો, એટલે રણદ્વીપથી બસોએક ફૂટને અંતરે 'વિકટોરિયા' નીચે ઉતર્યું. આ ત્રણ કલાક દરમિયાન 'વિકટોરિયા'એ અઢીસોથી પણ વધારે માઇલ કાપી નાખ્યા હતા.

જોન ને કેનેડ નીચે ઉતર્યા ને રણદ્વીપ તરફ ચાલવા માંડ્યા.

"હથિયાર લેતા જાઓ." દાકતરે કહ્યું "ને ખબરદાર રહેજો."

કેનેડીએ હાથમાં બંદૂક લીધી ને જોને રાઈફલ લઈ લીધી. તેઓ સીધે સીધા ઝાડના ઝુંડ તરફ ગયા, કારણ કે પાણી હોવાનો વધારેમાં વધારેમાં વધારે સંભવ પણ ત્યાં હતો. વીશેક કદમ પર જ એક ભયંકર ગર્જના સંભળાઈ.

"સિંહ ગર્જના!" કેનેડીએ કહ્યું. ને તે આગળ ચાલ્યો. જોન તેને હાથ પકડી રોકવા જતો હતો, પણ તેનો હાથ તરછોડી તે આગળ ચાલ્યો.

એક ખડક પાસે સિંહ બેઠો હતો. હુમલો કરવાની તૈયારીમાં હતો. તેણે ઠેકડો માર્યો; પણ તરત જ કેનેડીની ગોળીથી તે વીંધાઇ તે જમીન પર પછડાયો.

તેને ત્યાં ને ત્યાં પડયો રહેવા દઇ બંને ઝરણાં તરફ ચાલ્યા. થોડાક ફૂટ નીચે જ એક સુંદર સ્વચ્છ પાણીનો ઝરો હતો. કેનેડી તો ઉતાવળે પગે ચાલી ગાયભેંશની માફક માથું નીચું કરી મોઢેથી જ પાણી પીવા મંડયો જોને પણ તેનું અનુકરણ કર્યું.

પાણી પી રહ્યા પછી જોને કહ્યું: "દાકતર માટે શું કરીશું?"

ગજવામાંથી શીશી કાઢી કેનેડી પાણી ભરવા જતો હતો ત્યાં જ થંભી ગયો. "ફસાયા!" તેનાથી બોલાઈ જવાયું.

શું થયું છે તે કંઈ સમજાય તે પહેલાં જોને ભયંકર ત્રાડ સાંભળી. બીજો સિંહ આવ્યો હતો.

"સિંહ છે ને?" તેણે પૂછ્યું.

"ના, સિંહણ."

જોનના હાથમાંથી રાઈફલ ખૂંચવી લઇ કેનેડી તેને ખાલી બંદુક મારે તે પહેલાં તો સિંહણે ત્રાપ મારી ને તે તથા જોન બંને નીચે પછડાયાં. પડતી વખતે જોનની ગોળીથી સિંહણનો ખભો વીંધાઈ ગયો હતો; પણ તેથી તો તે વધુ ખુન્નસે ચડી હતી. પણ ત્યાં તો એક બીજો ભડાકો સંભળાયો ને ઝરાને કાંઠે ઉતરતો દાકતર નજરે પડ્યો. સિંહણ આ વખતે વીંધાઈ પડી હતી.

સિંહણની નીચેથી માંડમાંડ જોન બહાર નીકળ્યો.

## [૨૮]

સાંજે સુંદર ભોજન તયાર કરવામાં આવ્યું. સિંહનું માંસ, ચા, બીસ્કીટ, પેમીકેન....સૌએ ધરાઈ ધરાઈને ખાધું.

બીજે દિવસે, સાતમી મેની સવારે સૂરજ ભગવાને ઉગમણી દિશામાં કોર કાઢી ત્યારે દાક્તરે જાહેર કર્યું કે આપણી પાસે પૂરતી ખાધાખોરાકી હોવાથી આપણે અહીં જ સાનુકુળ પવનની રાહ જોઈશું.

"આશા અને નિરાશાના પલટા કેવા અકસ્માત હોય છે ?" કેનેડી બોલી ઉઠયો. "હજી તો ગઈ કાલ જીવનની કોઈને આશ નહોતી, ને આજે....? મને તો લાગે છે, જાણે હું ગાંડો જ થઈ જઈશ."

ત્રણ મિત્રો ખૂબ આનંદથી વાતો કરી રહ્યા હતા.

દાક્તરે અક્ષાંશ રેખાંશમાંથી કહ્યું કે આપણે અત્યારે ૧૫°.૪૩' રેખાંશ અને ૮૦°.૩૨' અક્ષાંશ પર છીએ.

કેનેડી આ જંગલમાં શિકાર ખેલ્યા જ કરતો. સિંહ, સિંહણને માર્યા પછી આ જંગલમાં બીજા કોઈ વિકરાળ જાનવરનો ભેટો થયો નહોતો. પણ સિંહસિંહણ અહીં હતાં તે પરથી દાક્તરે જણાવ્યું કે હવે આપણે ફળદ્રૂપ જમીનથી બહુ દૂર નથી.

ત્રણે રાત્રે વારા પ્રમાણે સૂઈ ગયા.

બીજે દિવસે પણ હવામાનમાં કંઈ પલટો આવ્યો નહિ-'વિકટોરિયા' તદ્દન સ્થિર જ પડયું રહેતું. દાક્તરને ચિંતા થયા કરતી કે જો મુસાફરી આમને આમ લંબાયે જશે, તો પછી જીવનનાં ઉપયોગી સાધનોની ખોટ પડશે, તેને થયા કરતું કે પાણીની આફતમાંથી તો બચ્યા પણ હવે ભૂખે મરવાનો વારો તો નહિ આવેને?

પણ વાયુભારમાપક યંત્રમાં પારાએ ફરીથી ઉતરવા માંડયું હતું. એટલે થોડા વખતમાં હવામાનમાં ફેરફારો થશે તેવી શકયતાઓ ઊભી થઈ હોય તેમ લાગતું હતું. એટલે વહેલામાં વહેલી સાનુકુળ તકે ઉપડવા માટે બધી વસ્તુઓ તૈયાર રાખવાની જરૂર હતી. પાણીનાં પીપ ભરી લેવામાં આવ્યાં.

ગરમી અસહ્ય હતી. પારો ૧૫ અંશ સુધી પહોંચ્યો હતો. આખી મુસાફરી દરમિયાન આટલી ગરમી કયારેક નોંધાઈ નહોતી. તે હિસાબે વાતાવરણમાં પલટો થવાની ઘણી શકયતાઓ લાગતી હતી.

રાત્રે વારા પ્રમાણે સૌ સૂતા.

જોનનો ચોકીનો સમય હતો. રાત્રે ત્રણેક વાગતાં ઉષ્ણતામાપકયંત્રનો પારો નીચે ઉતરવા લાગ્યો. આકાશ વાદળાંથી છવાઈ ગયું.

"જાગો! પવન શરૂ થાય છે." જોને તેના મિત્રોને જગાડી કહ્યું

"દોડો....વાવાઝોડાંનાં નિશાન છે." દાક્તરે કહ્યું. ને ત્રણે 'વિકટોરિયા' તરફ દોડ્યા.

પવનના સપાટાથી રેતીની સાથે બેઠકને ઢસડતું ઢસડતું 'વિકટોરિયા' આગળ ખેંચાઈ રહ્યું હતું. રેતી સાથે બલૂન

ઘસાવાથી તેનું પડ તૂટી જવાનો દાકતરને ભય હતો. પણ જોન ઉતાવળે દોડી બેઠકમાં ચડી ગયો. એટલે વજન વધતાં 'વિકટોરિયા' ઉભું રહી ગયું.

દાક્તર ને કેનેડી અંદર આવી ગયા. દાકતરે ભઠ્ઠી ચાલુ કરી ને 'વિકટોરિયા' પવનની પાંખે ચડયું નિરાશાના અંધારા વાતાવરણમાં બચવા માટેનું આશાકિરણ દેનાર આ રણદ્વીપ અને તેના વૃક્ષસમુહને દાકતર તથા તેના સાથીદારો ઉપકાર-દૃષ્ટિથી છેલ્લી વખત જોઇ રહ્યા.

થોડા વખતમાં તો તેઓ કયાંય ખેંચાઈ ગયા.

સવારના સાડા નવ થતાં લીલોતરીનાં ચિહ્ન નજરે પડવા લાગ્યાં. કોલંબસ માફક દાકતરને પણ આ ચિહ્નો રેતીના મહાસાગરનો અંત સૂચવ્યો.

એકાદ કલાકમાં ઝાડ પણ નજરે પડવા લાગ્યાં.

"જમીન, જમીન!" આટલા દિવસથી તેઓ રેતીના મહાસાગર પર જ મુસાફરી કરી રહ્યા હોવાથી રાહ ગૂમ નાવિકને જમીન દેખતાં જેટલો આનંદ થાય તેટલો આનંદ કેનેડીને થયો.

થોડે દૂર નાના નાના ખડકોવાળી ટેકરીઓથી વીંટળાઈ વળેલ એક સરોવર નજરે પડ્યું. તેની ચોતરફ વૃક્ષોની ઘટા હતી. કેટલાએ વખત પછી આવું લીલું દશ્ય જોતાં ત્રણે પ્રવાસીઓના હર્ષનો પાર રહ્યો નહિ.

"જુઓ, પણે ઢોર ચરે." જોને સરોવર કિનારે ચરતાં પશુઓ તરફ આંગળી ચીંધી કહ્યું. "હવે માણસની વસ્તી દૂર નહિ હોય"

થોડા વખતમાં તો આછી ઝાડીને બદલે જંગલ નજરે પડ્યાં. જંગલમાં પાડા, હાથી તથા હિપોપોટમસનાં ટોળેટોળાં નજરે પડતાં હતાં. ઘાડી ઝાડીના ફળફૂલ અને પાનના હજારો વિવિધ રંગો નજરે પડતા હતા. લીલી ચાદર પર જાણે કુદરતે રંગોળી પૂરી હતી.

"અહીંથી આપણે આધુનિક શોધખોળોને સાંકળી દઇએ છીએ." દાકતરે કહ્યું: બર્ટન અને સ્પેક તથા ડોકટર બાર્થે કાપેલ માર્ગોને આપણે એક ને અખંડ બનાવી દઈએ છીએ. આપણું એ સદ્ભાગ્ય છે કે હવે આપણે આફ્રિકાની પૂર્વ–પશ્ચિમ ભૂગોળને એક ને અખંડિત કરી શકીશું."

છેલ્લા બે પ્રવાસો પછી મને લાગે છે કે પશ્ચિમમાંથી ઉપડેલ ડોકટર બાર્થે ને પૂર્વમાંથી ઉપડેલ બર્ટન અને સ્પેકે ખેડેલ પ્રવાસો વચ્ચે ખૂબ મોટું અંતર હશે જ. કેનેડીએ કહ્યું.

"લગભગ પંદરસો માઈલ થાય." દાક્તરે નકશા પર જોઈ અક્ષાંશની ગણતરી કરી કહ્યું.

"ત્યારે તો પગરસ્તે જનાર માટે એ ઘણું કહેવાય. જોને કહ્યું.

"લીવિંગસ્ટન અને મોફ્રૅટ તો સીધેસીધા અંદરના ભાગમાં ગયેલા, તેમણે જોએલ ન્યાસા સરોવર બર્ટે જોએલ ટાંગાનિકાથી બહુ દૂર નથી. મને તો લાગે છે કે આ સદીના અંત સુધીમાં તો આ વિશાળ ધરતીપ્રદેશને ખૂણેખૂણા પૃથ્વીના નકશા પર ચડી જશે."

બારેક કલાક પછી 'વિકટોરિયા' નિગ્રીટી પ્રદેશ પર આવી પહોંચ્યું આટલાંટિક પર્વતનાં વિરાટ શિખરો ક્ષિતિજ પર ડોકિયાં કરી રહ્યા હતા. તેની પશ્ચિમ બાજુ પર આટલાંટીકને મળતાં ઝરણાં સાપોલિયા માફક દોડી જતાં હતાં. થોડા વખત પછી તો એક મોટો જળપ્રવાહ નજરે પડયો. નકશા પરથી ગણતરી કરતાં દાકતરને લાગ્યું કે તે બેનૂએ નામની નદી હતી. બેનૂએ નાઈઝરને મળી જતી હતી. આ તરફના અરબો નાઇઝરને "જલમુખ" કહેતા.

નીચે હબસીઓ જમીન ખેડી રહ્યા હતા, તથા ક્ષિતિ-જમાં માંદીફ પર્વતનાં શિખરો નજરે પડતાં હતાં.

સાંજ પડતાં 'વિકટોરિયા'એ એક ઊંચા ઝાડની ડાળીમાં લંગર ભરાવ્યું. પણ પવનના બહુ જોરદાર સપાટા આવતા હોવાથી બલૂનનો ગોળો ત્રાંસો થઈ જઈ બેઠકની સીધમાં આવી જતો.

બીજે દિવસે પવન મધ્યમાં હતો. પણ તે 'વિકટોરિયા'ને દ્રોલા શહેર તરફ લઈ જતો. ફૂલાન લોકોએ દ્રોલાને નવેસરથી વસાવ્યું હતું એટલે તે જોવાનું દાકતરને મન થઇ આવ્યું.

કેનેડીએ જણાવ્યું કે આ પ્રદેશમાં શિકાર કરવા થોડા દિવસ રોકાવાની જરૂર છે. જોને પણ આ દરખાસ્તને સંમતી આપી, કારણ કે નવું માંસ લઈ લેવાની પણ જરૂર હતી. પણ આ પ્રદેશના ક્રૂર લોકોએ 'વિકટોરિયા' તરફ ગોળીઓ છોડી. તેથી દાકતરને પ્રવાસ ચાલુ રાખવાની ફરજ પડી.

બલૂનને ઊંચેનીચે લઈ જવાથી દાક્તર તેને પશ્ચિમને બદલે ઉત્તર તરફ વાળી શકયો. હવે તેઓ નાઈઝરના મૂળ અને ચાડ સરોવરને જુદા પાડતા માંદીફ પર્વત તરફ જઈ રહ્યા હતા. ત્રણેક વાગતાં તેઓ માંદીફ પર્વતની બરાબર સામે આવી પહોંચ્યા. દાકતરે બલૂનને લગભગ આઠ હજાર ફૂટની ઊંચાઈએ ચડાવી દીધું. સમગ્ર પ્રવાસ દરમિયાન બલૂનને આટલું ઊંચે કયારે ય પણ ચડાવવામાં નહોતું આવ્યું. આટલે ઊંચે જતાં ઠંડી પણ એટલી બધી હતી કે તેઓને ધાબળાનો આશ્રય લેવો પડયો.

પાંચ વાગતા તેઓ પર્વતની પાછલી બાજુએ આવી પહોંચ્યા. હાથમાં બંદુક લઈ કેનેડી નીચે ઉતર્યો ને એકાદ હરણનો શિકાર કરી લાવ્યો.

સાંજે નિરાંતે જમી કરી ત્રણે જણ આરામથી તારા પ્રમાણે સૂતા.

બીજે દિવસે ૧૧ મી મેના રોજ 'વિકટોરિયા'એ પોતાનું પ્રયાણ શરૂ કર્યું.

પવન તેમને વધુ ને વધુ ઉત્તર તરફ લઇ જઈ રહ્યો હતો. સવારનાં નવ થતાં તો તેઓ મોરફ્યા શહેર પાસે આવી પહોંચ્યા.

તે વખતે ઘોડેસ્વાર ટુકડીઓ સાથે ગામનો શેખ ગામમાં પ્રવેશ કરી રહ્યો હતો. એ જોઈ, વાતચીતો કરવાની ઈચ્છાથી દાકતરે બલૂનને નીચે લીધું. પણ આ લોકો બલૂનને જોઇ ઉલટા ગભરાઇ ગયા ને એકદમ સંતાઇ ગયા. એકલો શેખ જ ત્યાં ઉભો રહ્યો. ખભેથી બંદૂક ઉતારી તે ગૌરવપૂર્વક ઊંચે જોઇ રહ્યો. તેનાથી દોઢસોએક ફૂટ ઊંચે રહીને દાકતરે સ્પષ્ટ અરબી ભાષામાં સલામ કરી.

પણ આ શબ્દો સાંભળતાં જ શેખ ઘોડેથી નીચે ઉતર્યો ને કપડાં બગડવાની રજ પણ પરવા કર્યા સિવાય ધૂળવાળા રસ્તા પર લાંબો થઈ નમસ્કાર કરવા મંડ્યો.

દાકતરને યાદ આવ્યું કે અહીંના લોકો આદિ યુરોપિયન પ્રવાસીઓને દેવ માનતા કારણ કે તેઓ રંગે ગોરા હતા.

'વિકટોરિયા' તો આગળ ચાલી રહ્યું હતું.

"આપણે મેજર ડેનહામના રસ્તા પર છીએ." દાકતરે કહ્યું.

"એ ડેનહામ કોણ હતો?" જોને પૂછ્યું.

"૧૮૨૨થી તે ૧૮૨૪ સુધી બોર્નુઓમાં કેપ્ટન કલેપર્ટન ને દાક્તર ઉડને સાથે તે લશ્કરમાં મેજર હતો. ટ્રિપોલીથી માર્ચ માસમાં નીકળી ચાડ સરોવર પાસે આવેલ કુકા શહેરમાં તે ૧૬મી ફેબ્રુઆરી, ૧૮૨૩ માં પહોંચ્યો. ડેનહામે બોર્નુઓ ને માંદારામાં કેટલુયે પર્યટન કર્યું હતું. તેનો સાથી ઉડને મૂર્મૂર શહેરમાં થાકથી મરણ પામ્યો હતો.

કર્નાક ગામથી થોડે દૂર જઈ દાક્તરે 'વિકટોરિયા'ને નીચે ઉતાર્યું.

લોગુમનું મુખ્ય શહેર કર્નાક બીજાં બધા ગામો કરતાં રચનામાં વ્યવસ્થિત હતું. મકાનો સુંદર હતાં, રસ્તા મોટા હતા, તથા વચ્ચે ગુલામોનું વેચાણખરીદનું મોટું બજાર હતું.

'વિકટોરિયા' નજરે પડતાં જ અહીં પણ પહેલાં શોરબકોર મચ્યો. કામકાજ છોડી સૌ ઘરમાં ભરાઈ ગયા. 'વિકટોરિયા' વધુ નીચે આવ્યું. તે જમીનથી છસો ફૂટને અંતરે જ ઊભું રહ્યું.

છેવટે લોગુમનો વડો બહાર આવ્યો ને તેણે લીલો વાવટો ઊંચો કરી તેની સાથેના શરણાઇવાળાઓને શરણાઈઓ બજાવવાનો હુકમ કર્યો. તેની આસપાસ માણસોનું ટોળું જમા થતું ગયું. આ બધાયે માણસો આફ્રિકાના બીજા રહેવાસીઓ કરતાં વધુ સમજુ તથા ગારવશાળી જણાતા હતા.

ચારે દિશામાં ઘોડા દોડી રહ્યા હતા. થોડા વખતમાં દાક્તરને જણાઈ આવ્યું કે 'વિકટોરિયા' જેવા અભૂતપૂર્વ શત્રુનો સામનો કરવા માટે લશ્કર ભેગું થઈ રહ્યું હતું.

ટોળામાં કોલાહલ મચી રહ્યો હતો. એકાએક વડા

હાકેમનો હાથ ઊંચો થયો ને બધા શાંત થઈ ગયા. પછી તેણે 'વિકટોરિયા'ને ઉદ્દેશી અસ્પષ્ટ ભાષામાં કંઈક શબ્દો ઉચ્ચાર્યા, પણ દાક્તર તેમાંનું કંઈ સમજી શકયો નહિ.

લશ્કરની ટુકડીઓ આવી પહોંચી હતી. આવા આકાશી શેતાન સામે લડવા માટે તેઓને હાથમાં ધનુષ્ય–બાણ સાથે લાંબી કતારોમાં ગોઠવી દેવામાં આવ્યા હતા. પણ એટલામાં તો દાક્તરે ભઠ્ઠી વધુ સતેજ કરી 'વિકટોરિયા'ને વધુ ઊંચે ચડાવી દીધું.

જમીનથી છસો ફૂટ ઊંચે 'વિકટોરિયા' હતું. પવનની એક પણ સુરખી આવતી નહોતી. એટલે રાત તેમણે ત્યાં ઊંચે ને ઊંચે પસાર કરવી પડી. નીચે શહેરમાં સૌ કોઈ સૂઇ ગયા હોય તેમ જણાતું હતું.

મધરાત થતાં આખું ગામ ચોકમાં ભેગું થયું ને ત્યાં લાકડાનો ઢગલો કરી અગ્નિ ચેતાવ્યો.

આમ ને આમ અર્ધોએક કલાક ગયો ત્યાં તો જાણે દીવા ઊંચે આવી રહ્યા હોય તેવો દેખાવ થયો. પહેલાં તો દાકતર ગભરાઈ મુંઝાઈ ગયો કે આ તે કેવું હથિયાર હશે. પણ પાંખોનો ફફડાટ સંભળાવા લાગ્યો ત્યારે જ દાકતરને ખબર પડી કે નીચેથી કબુતરોને છોડવામાં આવ્યા છે. કબુતરો પાસે આવી રહ્યાં હતાં. જોને બેડકમાંથી એક ભારે પત્થર નીચે ફેંકયો—તે સાથે જ બલૂન ઊંચે ચડી ગયું.

## [૩૧]

સવારના ત્રણ થતાં પવન શરૂ થવાથી 'વિકટોરિયા'એ આગળ ચાલવા માંડયુ. તે દિવસે ૧૨ મી મે થઈ હતી.

"આપણે કદાચ આજે જ ચાડ સરોવર પહોંચી જઈશું." દાક્તરે કહ્યું.

"એ સરોવર બહુ મોટું છે?" જોને પૂછયું.

"હા, લગભગ સવાસો માઈલ જેટલું લાંબું છે."

મફાતે પ્રદેશ પર થઈને તેઓ પસાર થઈ રહ્યા હતા. થોડે દૂર જતાં આફ્રિકાના કાસ્પિયન સમુદ્રસમા ચાડ સરોવરમાંથી નીકળતી નદી નજરે પડવા લાગી.

થોડો સમય જતાં 'વિકટોરિયા'એ ચાડના પાણી પર ઉડવા માંડયું. આ સરોવરનું પાણી ખારૂં છે કે નહિ તે નક્કી કરવાની ઈચ્છાથી દાક્તરે 'વિકટોરિયા'ને નીચે ઉતાર્યું. થોડા જ વખતમાં 'વિકટોરિયા' પાણીની સપાટીથી માત્ર પાંચેક ફૂટ ઊંચે રહ્યું.

જોને શીશીને દોરી બાંધી પાણી સીંચ્યુ. તે ચાખી જોતાં દાકતરને લાગ્યું કે પાણી સ્વાદિષ્ટ હતુ, ખારૂં નહોતું.

દાકતર પાણીની નોંધ લઈ રહ્યો હતો, તેવામાં તેની બાજુમાં બંદૂકનો ભડાકો સંભળાયો. પાણીમાં તરતાં જલઘોડાને જોઈ તેને ગોળી મારવાની ઈચ્છા કેનેડી રોકી શકયો નહોતો.

# [૩૨]

ચાડ સરોવર પહોંચ્યા પછી પવનની દિશા બદલાઈ હતી, ને 'વિક્ટોરિયા' પશ્ચિમ તરફ ઢળતું જતું હતું. પહેલાં તો દાક્તરને આ ફેરફાર ન ગમ્યો. પણ થોડા વખતમાં જ બૂર્નોનું વિખ્યાત મુખ્ય શહેર કુકા નજરે પડયું.

કુકા મૂળ તો બે જુદા જુદા ગામનું બનેલ હતું. એક ગામમાં સુંદર મકાનોમાં પૈસાદાર માણસો રહેતા જ્યારે બીજા ગામમાં ઝુંપડામાં ગરીબ માણસો રહેતા હતા. આ જોતાં બંગલાઓ ને ચાલોવાળું એડીનબર્ગ કેનેડીને યાદ આવ્યું.

પણ શહેરનું બરાબર નીરીક્ષણ થઈ શકે તે પહેલાં તો એકાએક વાતાવરણમાં પલટો આવ્યો ને 'વિક્ટોરિયા' ફરી પાછું ચાડ સરોવર પર ખેંચાઈ ગયું. આ પ્રદેશમાં પવનની દિશામાં ઝડપી ફેરફારો થયા કરતા.

ચાડ વચ્ચે ટાપુઓનો પાર નહોતો. તેમાં બીડીઓમાહ નામની અતિ ક્રૂર માણસ જાત વસતી હતી. 'વિક્ટોરિયા'ને જોતાં જ તેમણે હાથમાં પત્થરો લઈ તેમના તરફ ઘા કરવા માંડ્યા.

થોડે દૂર જતાં જોને કેનેડીની નજર પક્ષીના એક ટોળાં તરફ ખેંચી. કેનેડીએ તેનો શિકાર કરવા દાક્તરની રજા માગી, પણ દાક્તરે ના પાડી.

" એ જીવાએત નામનાં પૂંછડીવાળાં અતિ ભયંકર પક્ષીઓ છે. તેમને છંછેડયે શું ફાયદો ? "

પણ 'વિકટોરિયા' જ્યારે પક્ષીઓની પાસે આવી પહોંચ્યું ત્યારે એ પક્ષીઓ બલૂનને કોઈ મોટું પ્રાણી ધારી તેની તરફ ઉડવા લાગ્યા. ધીરે ધીરે તેઓ 'વિકટોરિયા'ને ઘેરી વળ્યાં. તેમની ઉડવાની ગતિ અતિશય તીવ્ર હતી. દાક્તરને ખૂબ ચિંતા થયા કરતી હતી કે આ પક્ષીઓ બલૂનના પડને ચાંચ મારી તોડી નાખશે તો ?

આ ભયથી બચવા તેણે બલૂનને ઊંચે ચડાવવા માંડયું. પણ આ પક્ષીઓ પણ તેની સાથે જ ઊંચે ચડવા લાગ્યાં.

" આમને તડાતડ ઉડાડી દઉં તો ? " કેનેડીએ પૂછયું.

" ના, જોજે એમને છંછેડતો. " દાક્તરે કહ્યું: "જમીન પરના સિંહ કે વાઘ કરતાં આ પક્ષીઓ વધુ વિકરાળ છે. તું બંદુક તૈયાર રાખ. પણ મારી રજા વગર ગોળીબાર કરતો નહિ. "

પક્ષીઓ બલૂનની લગોલગ આવી રહ્યાં હતાં.

" સેમ્યુઅલ, આપણી પાસે સત્તર ગોળીઓ તૈયાર છે." કેનેડીએ કહ્યું. "એટલી ગોળીઓથી એમને એક પછી એક સાફ કરી શકાશે. કદાચ બધાં નહિ મરે તો પણ વીંખાઈ તો જશે જ. "

" તારું કહેવું ખોટું છે, પણ.... " દાક્તરે કહ્યું. " જો તેઓ માથા તરફ થઇ બલૂનના ઉપલા ભાગ પર હુમલો કરશે તો તું તેમને દેખી પણ નહિ શકે, ને મારી પણ નહિ શકે."

પણ તે જ ક્ષણે એક વિકરાળ પક્ષી બલૂન પાસે આવ્યું ને ચાંચ મારવાની તૈયારી કરવા લાગ્યું.

દાક્તરના "લગાવ" શબ્દ સાથે તો પક્ષી વીંધાઇને નીચે પડયું.

પહેલાં તો ભડાકો સાંભળી જીવાએતનું ટોળું વીંખાઇ ગયું. પણ એકાદ ક્ષણ પછી માલુમ પડયું કે એ વીંખાયું નહોતું, પણ માત્ર હુમલો કરવા માટે અંતર મેળવવા ખાતર જ એ પાછું હટયું હતું. તે વખતે કેનેડીએ વારાફરતી બે ભડાકા કર્યા ને બે પક્ષી નીચે પડ્યાં.

બાકી રહેલાઓએ લડવાની રીતમાં ફેરફાર કર્યો, ને પહેલેથી નક્કી કર્યું હોય તેમ એક સાથે તેઓએ 'વિકટોરિયા' નીચેથી નીકળી તેના ઉપલા ભાગમાં ધસારો કર્યો.

કંઇક ફાટતું હોય તેવી ચરડાટી બોલી ને 'વિકટોરિયા' અડસડાટ નીચે ઉતરવા માંડયું.

" વજન ફેંકી દો, નહિતર આવી બન્યું. " દાક્તરનો સાદ ફાટી ગયો.

બધું વજન ફેંકી દીધા છતાં પણ 'વિકટોરિયા' નીચે ઉતર્યે જતું હતું.

" પાણીની પેટી ખાલી કરો. " દાક્તરે બૂમ મારી.

સરોવરની સપાટી પાસે આવતી જતી હતી. પાણીની પેટી ખાલી કર્યા છતાં પણ બલૂન ક્ષણે ક્ષણે નીચે જઇ રહ્યું હતું. પાણી ફેંકાઈ ગયા પછી બલૂનની ગતિ ધીરી પડી ગઇ; પણ હજી તે નીચે જઈ રહ્યું હતું. પાણીની સપાટી અને તેમને ફક્ત બસો ફૂટનું જ અંતર હતું.

" ખાધાખોરાકી ફેંકી દો ! "

ખાધાખોરાકી ફેંકવા છતાં પણ બલૂન નીચે પડી રહ્યું હતું.

" ફેંકો ! ફેંકો ! " દાકતર બોલ્યે રાખતો હતો.

" હવે તો કંઈ રહ્યું નથી. " કેનેડીએ કહ્યું.

"એમ !" કહેતાંક કોઈને ખબર પણ પડે તે પહેલાં તો જોને નીચે પાણીમાં પડતું મૂકયું ને પાણીમાં અદશ્ય થઈ ગયો.

"જોન, જોન !" દાક્તરનો અવાજ ફાટી ગયો.

પણ જોનને કંઈ સંભળાય તે પહેલાં તો બલૂન બોજો ઘટવાથી હજારેક ફૂટ ઊંચે ચડી ગયું, ને પવનના પ્રવાહમાં પશ્ચિમ તરફ ચાલવા માંડયું.

"ગયો !" કેનેડીએ ગંભીર અવાજે કહ્યું.

"આપણને બચાવવા.' દાક્તરની આંખમાંથી આંસુનાં ટીપાં પડ્યાં.

હજાર ફૂટ જેટલી ઊંચાઇએથી નીચેની કોઇ પણ વસ્તુ સ્પષ્ટ જોઈ શકાય તેમ નહોતું.

"કાં ? શું વિચાર કર્યો ?" કેનેડીએ પૂછયું.

"વહેલામાં વહેલી તકે થોભીને જોનની રાહ જોવી."

સાંઠેક માઈલ ગયા પછી ચાડ સરોવરના ઉત્તર કિનારે 'વિકટોરિયા'એ લંગર નાખ્યું.

રાત્રે દાક્તર કે કેનેડીએ એક મટકું પણ માર્યું નહિ.

૩૩]

બીજે દિવસે, દાકતર તથા કેનેડી આજુબાજુ બધે ફરી વળ્યા. પણ જોનનો કોઈ પત્તો નહોતો.

આટલા બધા કલાકો દરમિયાન બેમાંથી એકે એક પણ શબ્દ ઉચ્ચાર્યો નહોતો.

" હું નથી માનતો કે જોન ડૂબી જાય." કેનેડીએ બોલવાની શરૂઆત કરી. "એડનબરોની ખાડી પણ જે બેધડક તરી જતો તે આમ સહેજમાં ડૂબે નહિ. આપણે તેને શોધી કાઢીશું જ."

" તો તારા મોઢામાં ગોળ, કેનેડી." દાક્તરે કહ્યું. " માણસથી થાય તેટલા બધા પ્રયાસો આપણે કરી છૂટીશું. પણ પહેલાં તો આપણે 'વિકટોરિયાના બહારના પડને ઉતારી લઈએ; કારણ કે હવે તે નકામું છે. તેમ કરવાથી લગભગ છસો સાડા છસો રતલ જેટલું વજન પણ ઓછું થઈ જશે."

આ કામમાં ચારેક કલાક ગયા.

"જોનના પડ્યા પછી આપણે ઉપર ગયા ત્યારે મેં નીચે એક બેટ જોયાનું યાદ છે." કેનેડીએ કહ્યું.

" ખરું છે. પણ બીજા બેટો માફક તે બેટમાં પણ મનુષ્યભક્ષી માણસોની જ વસ્તી હશે. જો જોન એમના હાથમાં સપડાયો તો...." દાકતરે વાકય પુરૂં ન કર્યું.

" મારા પર વિશ્વાસ રાખજે." કેનેડીએ કહ્યું. " મને

જોનની આવડત તથા ચતુરાઇ પર પૂરો વિશ્વાસ છે. ગમે તેમ ફરી તે છટકી તો જવાનો જ."

પછી કેનેડી શિકાર કરવા ગયો અને દાક્તર 'વિકટોરિયા'ની સ્થિરતા તથા ઉર્ધ્વગતિ બળની ગણતરી કરવામાં રોકાયો.

બીજે દિવસે ઉઠતાં વેંત દાક્તરે કેનેડીને જગાડી કહ્યું: "જોનને શોધી કાઢવાનો રસ્તો મેં ખોળી કાઢયો"

"શું?"

"જોનને હિંમત આપવા પહેલાં તો આપણે જીવતા છીએ તેવી નિશાનીઓ તેને દેવાની જરૂર છે. એટલા માટે આપણે 'વિકટોરિયા'માં બેસી ખૂબ ઊંચે જઈએ."

"પણ પવન આપણને ખેંચી જશે તો?"

"આપણું નશીબ પાંસરૂં હશે તો તેમ નહિ બને." દાક્તરે કહ્યું: "હજી કાલે જ પવન આપણને સરોવર તરફ પાછો ખેંચી લાવ્યો હતો. આજ પણ એવું કેમ ન બને?"

"તો તો સારૂં" કેનેડીએ કહ્યું: "શુભસ્ય શિઘ્રમ્."

સવારના સાત થતામાં તો 'વિકટોરિયા'એ ઊંચે ચડવા માંડયું. આ વખતે જોનને બદલે કેનેડીને લંગર છોડવા નીચે ઉતરવું પડયું હતું. બંનેનાં નશીબ સીધાં હતાં. પવનની દિશા પલટાઇ હતી. 'વિકટોરિયા' ફરી પાછું સરોવર તરફ કલાકના વીશ માઇલની ગતિએ જઈ રહ્યું હતું.

દાકતર બસોથી પાંચસો ફૂટની ઊંચે નીચે લઇ જઇ રહ્યો હતો. તથા કેનેડી વારંવાર બંદુકના ભડાકા કર્યા કરતો હતો.

"કાંઇ ખબર પડતી નથી." કેનેડીએ બે કલાકની તપાસ પછી કહ્યું.

"કેનેડી, એમ હિંમત ન હાર. હું માનું છું કે હવે આપણે અકસ્માતવાળી જગાથી બહુ દૂર નથી." દાક્તરે કહ્યું.

પવન પૂર્વ તરફ મરડાયો. બપોરના અઢી થતાં ચાડની પૂર્વ બાજુના વહેળા પર આવેલ ટાંગાલિયા ગામ પાસે તેઓ આવી પહોંચ્યા. પવનની આ દિશાથી દાકતરને ચિંતા થયા કરતી હતી. આમ તો ફરી તે આફ્રિકાના મધ્યભાગમાં રણ તરફ ખેંચાઇ રહ્યા હતા.

"આપણે હવે થોભવું જોઈએ." દાકતરે કહ્યું. "જોનને શોધવા ફરી પાછા સરોવર પરથી પસાર થવું પડશે. એ માટે આથી વિરુદ્ધનો પ્રવાહ શોધવાની જરૂર છે."

બલૂનને ઊંચે નીચે લઈ જવાથી હજારેક ફૂટની ઊંચાઈએ તેમને મનપસંદ પ્રવાહ મળ્યો.

જોન જેવો જબરો તારો ડૂબી જાય તે તો માન્યામાં પણ આવે તેમ નહોતું. જો કયાંય પણ તે હોય તો પોતાની નિશાની આપ્યા સિવાય રહે નહિ. તો શું જોનને કોઈ જંગલી લોકોએ કેદ કર્યો હશે કે પછી પાણીમાં કોઈ જળચર એને ગળી ગયું હશે? આ સવાલો બંનેના મગજમાં સ્પષ્ટ રીતે ઉભા થતા હતા, પણ બેમાંથી એકેયમાં તે વિચાર પગટ કરવાની હિંમત નહોતી.

સાંજના પાંચેક થતાં લારી નામના ટાપુ પાસે તેઓ અટકયા. આશાઓ ભાંગતી હતી, છાતી ધડકતી હતી.

[૩૪]

સવારના ત્રણ થતાં પવનના સુસવાટા બોલવા લાગ્યા. 'વિકટોરિયા'ને ઊભું રાખવું સલામત નહોતું.

"કેનેડી!" ખૂબ ગંભીર મુખે દાકતરે કહ્યું: "આપણે ઉપડવું જ પડશે."

"પણ જોનને મૂકીને?"

"કેનેડી! તું જાણે છે મને જોન માટે કેટલું લાગે છે તે. પણ આમને આમ અહીં 'વિકટોરિયા' તૂટી જાય તેના કરતાં ફરી આ તરફ આવવાનું રાખીએ તો ખોટું છે?"

"તો તને ઠીક લાગે તેમ."

પવનના ખેંચાણથી લંગર એટલું સખત થઇ ગયું હતું કે તેને છોડવું શકય નહોતું. આવા પવનમાં કેનેડી નીચે ઉતરે, લંગર કાઢે ને દોરડું પકડી પાછો ઉપર ચડે તેવું સાહસ હવે દાકતર તેને ખેડવા દે તેમ નહોતો. એટલે લંગરનું દોરડું કાપી નાખવાનો તેણે નિર્ણય કર્યો.

દોરડું કપાતાં જ 'વિકટોરિયા' ત્રણસો ફૂટ ઊંચે ચડી ગયું.

"આપણે ત્રણેયે કેટકેટલી મુશ્કેલીઓ સાથે રણને પસાર કરી? ને હવે આમ છેલ્લે છૂટા પડવાનું!" દાકતરની છાતીમાંથી ઊંડો નિઃશ્વાસ નીકળ્યો;

"પણ સેમ્યુઅલ, ધાર કે જોન ડેનહામ અને બાર્થવાળા ટાપુમાં જઈ પહોંચે તો તો તેમની માફક તે પણ પાછો આવી શકે ને?"

"પણ જોનને અહીંની ભાષા નથી આવડતી." દાકતરે કહ્યું. "પણ આપણે તેને શોધ્યા વગર નહિ રહેવાના. 'વિકટોરિયા'ને છોડી દઇ આ સરોવરોના બેટોમાં પગનાં તળિયાં ઘસી નાખીશું. પણ એને શોધી કાઢયા સિવાય પાછા નહિ ફરીએ."

"હું તો તારી સાથે જ છું." કેનેડીએ કહ્યું.

આવા નિર્ણયથી નિરાશા દૂર થતાં વધુ જોમ આવ્યું.

પણ પવનથી 'વિકટોરિયા'ની ગતિ વધતી જતી હતી. લીલોતરી ધીરે ધીરે અદૃશ્ય થતી જતી હતી. ફરીથી રણ-પ્રદેશ નજરે પડતો હતો

"આપણે નથી થોભી શકતા કે નથી નીચે ઉતરી શકતા." દાકતરે કહ્યું. "આમને આમ ઠેઠ સહરા સુધી તો નહિ ખેંચાઈ જઇએ ને?"

આ શબ્દો પૂરા થાય તે પહેલાં તો ઉત્તરમાં ધૂળની ડમરી ઉડી ને આવતા વાવાઝોડાના વિરોધી વેગથી પવન ઘડીક અટકી ગયો. થોડા વખત પછી સામસામા વિરુદ્ધ પવનપ્રવાહો વચ્ચે જુદ્ધ જામ્યું. ઉત્તરમાંથી આવતા વાવાઝોડાંના જોર આગળ દક્ષિણથી આવતા પવનનું જોર હરી ગયું ને 'વિકટોરિયા' ફરી પાછું સવારે આવ્યું હતું તે જ માર્ગે ઉપડયું.

"આપણે કઈ તરફ જઈએ છે?" કેનેડીએ પૂછયું.

"મને લાગે છે કે ભગવાન આપણી મદદે છે." દાક્તરે કહ્યું. "આપણે જ્યાં હતાં ત્યાં જ પાછા જઈ રહ્યા છીએ."

પહેલાંની દિશા કરતાં તેમની આ વખતની દિશા સહેજ બદલાઇ હતી. સવારના નવ થતાં પહેલાં લિલોતરીવાળા કિનારા પાસે પહોંચવાને બદલે તેઓ રણપ્રદેશમાં આવી પહોંચ્યા.

દાક્તર ને કેનેડી જોનની શોધ કરી રહ્યા હતાઃ તે દરમિયાન જોનનું શું થયું હતું? પાણીમાં પડ્યા પછી બહાર નીકળીને જોનનું પહેલું કામ 'વિક્ટોરિયા'ની તપાસ કરવાનું હતું. પણ તે તો કૂદકો મારી આકાશમાં ચડી ગયું હતું ને પવનપ્રવાહમાં ખેંચાયે જતું હતું. દાક્તર સાહેબ તથા કેનેડી બચી ગયા છે તેવું જાણી તેને સંતોષ થયો.

"સારૂં થયું કે હું કૂદી પડયો, નહિતર કોણ જાણે અમારા ત્રણેયનું શું થાત?" જોને વિચાર કર્યો.

આજુબાજુ જોતાં તેને ચારે બાજુ પાણી પાણી જ દેખાયું. પણ જીવાએત પક્ષીઓ સામેની લડાઇ વખતે તેની નજરે એક બેટ પડયો હતો. તે તરફ ચાલી નીકળવાનો તેણે નિશ્ચય કરી લીધો. પાંચ છ માઈલ તરવું તે તો તેને મન રમત વાત હતી. દોઢેક કલાક પછી તે બેટની વધુ નજદીક આવી પહોંચ્યો. તે વખતે તેને યાદ આવ્યું કે આ સરોવરમાં મગર તથા જળ-ઘોડાનો પાર નથી. તેથી ચારે તરફ નજર કરતો કરતો તે આગળ વધ્યો.

થોડે દૂર જતાં જ તેને થોડે દૂર પાણીમાંથી પરપોટા નીકળતા દેખાયા અને પાણીમાં હલનચલન થતું નજરે પડયું. તેને થયું કે માર્યા. જેનો ડર હતો તે તો સામે જ આવી ઊભું

રહ્યું. ડૂબકી મારી તેણે ઝડપથી આગળ વધવા પ્રયત્ન કર્યો. મગરના પૂછડા જેવું કંઈક તેના પગ સાથે ભટકાયું. તેથી તો તેને વધારે ડર લાગ્યો. ડરમાં ને ડરમાં તેણે તરવામાં વધુ જોર વાપરવા માંડયું.

આમને આમ પા કલાક આગળ ગયા પછી પણ તેને લાગ્યું કે પેલા વિકરાળ પ્રાણીઓ હજી તેનો પીછો છોડતા નથી. થોડા વખતમાં જ તેના શરીર પર કોઈનો હાથ વીંટળાઈ વળ્યો હોય તેવું લાગતાં પાણીમાં રહ્યા રહ્યા પણ તેને પસીનો વળી ગયો.

બીચારો જોન! દાકતર કે કેનેડીને યાદ કરી લેવાની આ છેલ્લી ઘડી હતી. પણ હજી તેને મગર પાણીને તળીયે લઈ જતો હોય તેવું લાગતું નહોતું. તેને સપાટી પર જ રાખવામાં આવ્યો હતો. પણ આ બધા વિચાર પૂરા થાય તે પહેલાં તો તેની નજરે બે સીસમથીએ વધુ કાળા હબસી પડ્યા. તેઓએ તેને સખતાઇથી પકડી રાખ્યો હતો તથા વિચિત્ર અવાજ કરી રહ્યા હતા. જેને તે મગર ધારી બેઠો હતો તે માણસો જ હતા તેવું જાણી તેને આનદ થયો પણ સાથે સાથે તેને નવાઈ ઉપજી કે આટલો બધો સમય તેઓ પાણીમાં ને પાણીમાં કેવી રીતે રહી શકયા હશે. તેને ખબર નહોતી કે આ બાજુના માણસો તરવાની કળામાં અતિ પ્રવીણ હોય છે– ને તેમાં પણ ડૂબકી મારવામાં તો ખાસ!

જોનને લાગ્યું કે જ્યારે તે 'વિકટોરિયા'માંથી નીચે પડયો ત્યારે આ લોકોએ તેને પડતાં જોયો હશે; એટલે તેને પકડવા આવ્યા હશે.

આ બધા વિચારો પૂરા થતાં જોનને થયું કે આ તો ઓલામાંથી ચૂલામાં પડ્યા જેવું થયું. પણ તેને લાગ્યું કે આ લોકો આમેય તે મને જીવતો ને જીવતો કિનારે લઈ જાય તો પછીની વાત પછી વિચારાશે. એટલે તેણે જરા પણ ચિંતા કરવાનું માંડી વાળ્યું.

થોડે વખતે તેમણે કિનારે પગ મૂક્યો ત્યારે જુદી જુદી ઉંમરના પણ એક જ રંગના સ્ત્રીપુરૂષોનું ટોળું કિકિયારી કરતું કિનારે ઊભું હતું. પોતાની પરિસ્થિતિ પર જોન કંઈ પણ વિચાર કરે તે પહેલાં જ તેને લાગી આવ્યું કે કાઝેહ માફક અહીં પણ આ લોકો તેના તરફ ભક્તિભાવથી જોઇ રહ્યા હતા.

તેણે નક્કી કર્યું કે મારે ચંદ્રપુત્ર તરીકેનો વેશ ભજવવો તથા દાક્તરની રાહ જોવી. એટલામાં જો 'વિક્ટોરિયા' અહીં આવી પહોંચે તો....તો ?

જોન આવા વિચારો કર્યા કરતો હતો એટલામાં ટોળું તેની આંસપાસ વીંટળાઇ ગયું. તેમાં આગેવાન દેખાતા માણસોએ તેને દૂધ તથા ફળ આપ્યાં. તે બધું જોને દૈવી છટાથી આરોગી તેના 'ભક્તો' પર પોતાની પ્રભાવજાળ બીછાવી.

સાંજ થતાં ગામના ધર્મગુરૂ જેવા લાગતા ત્રણચાર માણસો તેનો હાથ પકડી એક ઝુંપડી તરફ લઇ ગયા. ત્યાંનાં બીજાં ઝુંપડાં કરતાં તે વધારે સુંદર લાગતી હતી.

તેને લાગ્યું કે આ માણસો બીજા હબસીઓ કરતાં વધુ સમજુ છે. પણ તેને ભય રહ્યા જ કરતો હતો કે તેથી શું તેઓ મને જીવતો રહેવા દેશે ખરા ? દાક્તર ને કેનેડી ક્યાં હશે ? મારી તપાસ કરતા હશે ? વગેરે વગેરે હજારો વિચારોમાં ડૂબી જઈ તે ઉંઘી ગયો.

સૂર્ય ગયા પછી તેને ઠંડી લાગવા માંડી ને થોડા વખતમાં તો તેને પાણીનો સ્પર્શ થતાં તે એકદમ જાગી ગયો. તેને થયું કે આ શું ? પાણી વધતું જતું હતું. પાણી કમર સુધી ચડી ગયું, એટલે ખભાથી ધક્કો મારી તેણે ઝુંપડીનું બારણું તોડી નાખ્યું તો જ્યાં નજર પહોંચે ત્યાં બધેય પાણી પાણી જ દેખાતું હતું. બેટનું તો કોઈ નામનિશાન પણ નહોતું, તો બેટની વસ્તીનું તો કયાંથી હોય જ !

આમ ચાડ સરોવરની આ અદ્દભુત પ્રકૃતિથી જોન ફરી એક વખત ચાડના પાણી પર તરતો થઈ ગયો. તેનાથી થોડે દૂર જ એક લાકડું તણાયે જતું હતું. તે પકડી તેના પર સ્વાર થવા ગયો. હવે જોનને જણાયું કે એ તો લાકડામાંથી કોરેલ હોડી હતી. તે જોનને વધુ સગવડકર્તા થઈ પડી. અંદર બેસતાં તેને જણાયું કે તેમાં બે હલેસાં પણ હતાં. તેનો લાભ લઈ પ્રવાહમાંને પ્રવાહમાં જોને મારી મૂકયું.

પ્રવાહ તેને ચાડ સરોવરના પશ્ચિમ કિનારા તરફ લઈ જઈ રહ્યો હતો. સવારના ત્રણ વાગતાં તેણે જમીન પર પગ મૂકયો. કિનારે ઘણાં ઝાડ હતાં તેમાંના એક પર ચડીને સૂર્યોદય થવાની રાહ જોતો જોન બેસી રહ્યો.

મોંસુઝણું થતાં ઝાડ ઉપર જે દેખાવ તેની નજરે પડયો તે જોતાં તેની છાતી બેસી જ ગઈ. ઝાડની ડાળીએ ડાળીએ સાપ ને પડકાં વીંટળાઈ વળ્યાં હતાં. જરા અજવાળું થતાં જ તેઓ સુસવાટા કરતાં નીચે ઉતરી રહ્યાં હતાં. આખી રાત તે બધાંની વચમાં અજ્ઞાનપણે પસાર કરી હોવા છતા પણ હવે એક પણ ક્ષણ ત્યાં રોકાવાની ય તેની ઈચ્છા નહોતી. જોને તો

સીધેસીધો ઝાડ પરથી ઠેકડો જ માર્યો ને આજુબાજુ ખડ કે ઝાડ નહોતું તેથી ચોખવાળીમાં જઇ ઊભો.

સૂર્ય ઊગતાં જ તે ઉત્તરપૂર્વ કિનારા તરફ ચાલ્યો. 'વિકટોરિયા' જોવા માટે તેણે કેટકેટલી વખત આકાશ તરફ નજર નાખી હતી! પણ 'વિકટોરિયા' ત્યાં હોય તો દેખાય ને! થાક તથા ભૂખનો પાર નહોતો. તે આશામાં ને આશામાં આગળ ને આગળ ચાલ્યો જતો હતો. આમને આમ તેણે પચીસેક માઇલ કાપી નાખ્યા, પણ રસ્તામાં તેને ન તો કોઈ માણસનો ભેટો થયો કે ન તો 'વિકટોરિયા'નો કોઈ પત્તો લાગ્યો.

સાંજ પડી હતી. ભૂખ કકડીને લાગી હતી. આજુ-બાજુના ઝાડ પર જે કંઈ ફળ મળ્યાં તે ખાઈ એક ઊંચા ઝાડ પર ચડીને તેણે રાત ગાળવાનો નિશ્ચય કર્યો. ઝાડ પર ચડ્યા પછી એક જગાએ પાંદડાનો જથ્થો એકત્રિત થઈ ગાદી જેવી પોચી બેસવાની જગા થઇ હતી તેના પર તે બેઠો. પણ રાત થતાં તો મચ્છર, ચાંચડ વગેરે અનેક જાતનાં જીવડાં ઉભરાયાં. જોન પાસે ઓઢવાનું પણ સાધન નહોતું. એટલે તેમનો સામનો કરવાનું અશકય હતું. આખા શરીર પર મચ્છર ટાંકણીઓ વાગે તેમ ચાંચો મારી રહ્યા હતા. પણ કરવું શું? બીજો કોઈ રસ્તો નહોતો. ખૂબ જ ધીરજ ને સહનશક્તિથી જોને રાત વીતાવી.

અજવાળું થતાં જેને તે ઝાડના પાંદડાની ગાદી માની રહ્યો હતો તે તો મોટા દેડકા જેવું કંઈક હતું. ઝાડનાં પાંદડામાં થઈને દેડકો તેની પીળી મોટી આંખો ફાડી જોન તરફ જોઈ રહ્યો હતો. એકદમ કુદકો મારી જોન એક ડાળીએથી બીજી

ડાળીએ જતો રહ્યો ત્યારે તેને ખબર પડી કે આ દેડકો તો લગભગ બેથી અઢી ફૂટ લાંબો હતો.

" 'વિકટોરિયા' અત્યારે ક્યાં હશે ? " જમીન પર ઉતરતાં જ તેના મનમાં પ્રશ્ન ઉદ્‌ભવ્યોઃ "પવન ઉત્તરમાંથી વાઈ રહ્યો હતો. શું તે પાછું ફરીથી આ સરોવર પર આવશે ?....પણ ધારો કે તે મારી નજરે જ ન પડે તો ? તો તો પછી આ તરફના કિનારાના કોઈ મોટા શહેર તરફ જવું ને મારી પહેલાં આ તરફ આવી ગએલ પ્રવાસીઓ માફક આ પ્રદેશને પગ-પાળા પાર કરવાનો એક જ રસ્તો મારી પાસે રહે છે. હિંમત રાખ્યા સિવાય છૂટકો નથી."

આમને આમ વિચાર કરતો કરતો જોન આગળ ચાલ્યો જતો હતો. થોડે દૂર જતાં તેની નજરે હબસીઓની ટોળી પડી. એકાએક તે ઝાડ પાછળ સંતાઇ ગયો. થોડા વખત પછી હબસીઓ ગભરાઈને ઊંચે જોવા લાગ્યા. જોને પણ તેમ કર્યું ત્યાં તો તેની નજરે 'વિકટોરિયા'—તેમનું પોતાનું જ 'વિકટોરિયા' પડ્યું.

તેની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં. તેની ખાતરી થઈ કે તેનો શેઠ તેની શોધ કરી રહ્યો હતો. પણ બલૂન તો પૂર્વ તરફ ખેંચાયે જતું હતું. તેને કઈ રીતે ખબર આપવા ? ત્યાંથી હળવેક લઈ છટકીને તે કિનારે આવ્યો ને કેટલીએ નિશાનીઓ કરી, તથા બૂમબરાડા પાડ્યા....પણ બધું ય વ્યર્થ ! 'વિકટો-રિયા' તો વીજળીની ગતિથી ચાલ્યે જતું હતું.

પહેલી જ વખત જોનમાંથી આશા, શક્તિ ને હિંમત સરી ગયાં. તેને લાગ્યું કે હવે ખલાસ ! હવે કોઇ આશા

નથી. ગાંડાની જેમ તેણે આખો દિવસ ચાલચાલ કર્યું, પગનાં તળિયાં ફાટી ગયાં હતાં, અંદરથી લોહી પણ નીકળતું હતું.

અંધારું થઈ ગયું હતું. એકાએક કોઈક પાછળથી તેના પર કૂદી પડયું. તેણે છૂટવાના ઘણા ફાંફાં માર્યાં તો પણ બે કદાવર માણસો તેને ઘસડી ગયા, તેનું કંઈ ચાલ્યું નહિ.

## [૩૬]

"સેમ્યુઅલ, આમ પણે જો !" કેનેડીએ દાક્તરની નજર ખેંચી કહ્યું. "મને તો લાગે છે કે ત્યાં માણસો અને કદાચ ઘોડાઓની પણ દોડાદોડ થઈ રહી છે."

"અહીંથી નવ દશ માઇલ દૂર લાગે છે."

"પણ તે જોયા સિવાય તો નથી જવું. કંઈક નવું લાગે છે."

"હં...." દાકતરે કહ્યું. 'મને તો આરબ કે ટીબૂ જાતિની ટુકડી લાગે છે. પણ તે આપણી તરફ જ દોડી રહ્યા છે. જો કે આપણે તેમના કરતાં ખૂબ વધારે ઝડપથી ઉડતા હોવાથી અર્ધાએક કલાકમાં આપણને ખબર પડી જશે કે શું છે?"

"કાં તો તેઓ કોઈ શિકાર પાછળ પડ્યા હશે અથવા તો તેઓ કોઈ માણસ પાછળ પડ્યા હશે.' કેનેડીએ દૂરદર્શક ચશ્મામાંથી જોઈ કહ્યું.

"જો, તેમનો નાયક પણ આગળ દોડી રહ્યો છે." દાક્તરે કહ્યું.

'વિકટોરિયા' તેમની વધુ ને વધુ નજીક આવી રહ્યું હતું.

"પાછળના આરબો આગલા ઘોડેસ્વારને અનુસરવાને બદલે તેનો પિછો લઈ રહ્યા હોય તેવું મને તો તેમની દોડવાની રીત ઉપરથી લાગે છે." કેનેડીએ કહ્યું.

"હેં....?" દાક્તરે પૂછયું.

"હા. આગલો ઘોડેસ્વાર પણ તેમનાથી દૂર ભાગતો લાગે છે."

બંનેના મગજમાં એક સાથે જ વિચાર આવ્યો કે નાસનાર વ્યક્તિ જોન તો નહિ હોય! પણ બેમાંથી એકેયે તે જાહેર કર્યો નહિ.

'વિકટોરિયા' પાસે ને પાસે આવી રહ્યું હતું.

"એ જ લાગે છે!" કેનેડીનો અવાજ ફાટી ગયો.

"હં... એ જ!" 'એ જ' એટલે કોણ તે સ્પષ્ટ કરવાની કોઇને જરૂર નહોતી.

"હા, એ જ એ જ." કેનેડીએ કહ્યું. "પણ તે આપણને જોઈ શકે તેમ નથી. કારણ કે આપણે પાછળ છીએ ને ભાગવા આડે તેને પાછું જોવાનો સમય નથી."

દાકતરે ભઠ્ઠી ધીરી કરી બલુનને નીચે ઉતારવા માંડયું. "દશબાર મીનીટમાં તો આપણે તેનાં માથા પર આવી જઈશું." દાકતરે કહ્યું.

"પણ તેને બંદુકનો ભડાકો કરી ખબર આપવાની જરૂર છે." કેનેડીએ કહ્યું.

"ના, ના. તો તો આ આરબોને પણ ખબર પડી જાય."

"તો પછી?"

"હમણાં રાહ જોઈએ." દાક્તરે સૂચવ્યું. "હજી આપણે દોઢેક માઈલ દૂર છીએ. જોનનો ઘોડો તો સારો લાગે છે, નહિ?"

પણ ત્યાં તો કેનેડીએ એક ચીસ પાડી. જોનના ઘોડાને ઠોકર લાગી ને જોન નીચે પછડાયો હતો. પછડાતાં તેની નજર 'વિકટોરિયા' તરફ ગઈ હતી.

" આપણને જોયા તો છે". દાક્તરે કહ્યું. " પણ પેલો અરબ આવી પહોંચ્યો !"

જોનનો પિછો લેનાર ઘોડેસ્વારોમાંનો સૌથી આગળ હતો તે જોન પાસે આવી પહોંચ્યો. ઘોડા ઉપરથી ઉતરી જેવો તે જોન પાછળ પડયો કે તરત જ જોને નજર ચૂકવી તેનું ગળું પકડી નીચે પછાડયો ને પાસે ઊભેલા તેના ઘોડા પર ફલાંગ મારી દોડાવી મૂકયો.

પાછળ પડેલા આરબોએ ગતિ વધારી. 'વિકટોરિયા' હવે તો તેમનાથી માંડ બસો કદમ દૂર હતું.

એક આરબ જોન પાસે પહોંચી ગયો હતો. તે તેના પર ભાલાનો ઘા કરવાની તૈયારીમાં હતો ત્યાં કેનેડીની ગોળીએ તેને ગબડાવી મૂકયો.

" પણ હવે જોન શું કરશે ?" કેનેડીએ કહ્યું.

" ઠીક, તેનો હેતુ હું સમજી ગયો છું." દાકતરે કહ્યું. " તે આપણી બુદ્ધિશકિત પર આધાર રાખી બરાબર બલૂનની દિશામાં જ દોડી રહ્યો છે. આપણે તેને આરબો વચ્ચેથી જ ઉપાડી લઈશું."

" પણ કઈ રીતે ?"

" તું બંદુક હેઠળ મૂકી દોઢસો રતલ માટી નીચે ફેંકી દેવા તૈયાર રહે તથા નીસરણી ઉતાર. પણ ધ્યાન રાખજે હોં; હું માટી નાખી દેવાનો હુકમ ન દઉં ત્યાં સુધી કંઈ ન કરતો, નહિતર બાજી બગડી જશે."

" મારા પર વિશ્વાસ રાખ."

ઘોડેસ્વારો ઉપર થઇને 'વિકટોરિયા' પસાર થઈ રહ્યું હતું.

ડાક્તર હાથમાં નિસરણી લઈને જ ઊભો હતો જેથી વખત આવ્યે તેને તરત જ નીચે ઉતારી શકાય. જોન અને તેની પાછળના ઘોડેસ્વાર વચ્ચે ચાલીસેક કદમનું અંતર હતું.

"જોન! ધ્યાન રાખજે...." કહી દાક્તરે નિસરણી નીચે ઉતારીને જોન તરફ લંબાવી. ઘોડો થોભાવ્યા સિવાય ઘોડાની લગામ છોડી દઈ જોને નિસરણી પકડી ઉપર ચડવા માંડયું.

"કેનેડી! ફેંકી દે."

જોનના વજન કરતાં વધારે વજન નીચે પડવાથી કૂદકો મારી 'વિકટોરિયા' દોઢસોએક ફૂટ ઊંચે જતું રહ્યું. પવનમાં નિસરણી ગોથાં ખાઈ રહી હતી. તોપણ તેના પર ચડતાં પણ જોન તેનો પીછો પકડનાર આરબોને ચીડવવા માટે તેમને અંગુઠો બતાવવાનો લોભ જતો કરી શકયો નહિ થોડા વખતમાં જ તે બેઠક પાસે આવી ગયો. દાક્તર તથા કેનેડીએ તેનો હાથ પકડી તેને બેઠકમાં ઊંચકી લીધો.

"દાક્તર સાહેબ! કેનેડી સાહેબ!" જોને ધીરેથી કહ્યું. તેની આંખોમાં હર્ષનાં આંસુ હતાં.

દાક્તરે તો આનંદમાં ને આનંદમાં જોનને એવો તો છાતી સરસો દાબ્યો કે જોનથી સહેજ ચીસ પણ પડાઇ ગઈ.

પછી જોનના શરીરે થએલ ઉઝરડા પર દવા ચોપડી, તેનાં ફાટેલાં તૂટેલાં કપડાંને બદલે નવાં કપડાં પહેરાવ્યાં.

જોનને ઉપાડી લીધા પછી પવનનું જોર ખૂબ વધી ગયું હતું. 'વિકટોરિયા'ની ગતિ કલાકના ત્રીશ માઈલ જેટલી થઈ ગઇ. આમને આમ બસોએક માઈલ કાપ્યા પછી સાંજે ૧૦° રેખાંશે 'વિકટોરિયા'એ લંગર નાખ્યું.

[૩૭]

બીજે દિવસે સવારમાં 'વિકટોરિયા' ઉત્તર તરફ ઉપડયું.

દાક્તરનો વિચાર આમને આમ બને તો ઠેઠ ટિમ્બકટુ જવાનો હતો.

બે ત્રણ રાતોના ઉજાગરા હોવાથી જોન હજી સૂતો હતો. થોડા વખત પછી તે જાગ્યો.

"જોન, તારી વાત તો કર!" કેનેડીએ કહ્યું.

જવાબમાં જોને તે છૂટો પડયો ત્યાંથી તે બેટ કેમ ડૂબી ગયો વગેરે વાત કહી, આરબના હાથમાં કેમ પકડાયો તેની વાત કરી: "ત્યાં મેં 'વિકટોરિયા'નું લંગર પણ જોયું હતું. પછી બીજે દિવસે લાગ જોઈ તેમનો જ ઘોડો ઉપાડી છટકયો ને ત્યાર પછીની તો તમને ખબર છે."

જોનની આ વાત દરમિયાન 'વિકટોરિયા'એ ખૂબ પ્રવાસ કરી નાખ્યો હતો.

"અહીંથી હવે આપણે બાર્થના રસ્તે પ્રયાણ કરીશું." દાકતરે નકશો જોઈ કહ્યું. "અહીંથી તે તેના બે સાથીદારો રીચાર્ડસન અને ઓવરવેગથી જુદો પડયો હતો. રીચાર્ડસન ઝીંડરને રસ્તે ગયો, ઓવરવેગ મારાડીને રસ્તે ગયો. તે ત્રણમાંથી એકલો બાર્થ જ યુરોપ પાછો આવી શકયો હતો."

" આપણે આમને આમ સીધા ઉત્તરમાં જઈશું ?"

" હા ! "

"પણ રસ્તામાં સહરાના રણમાંથી પસાર નહિ થવું પડે?"

" ના, ના; આપણે વધારેમાં વધારે દોઢસોથી બસો માઈલ જ ઉત્તરમાં જવું પડશે."

તે દિવસે 'વિકટોરિયા'એ અઢીસો માઇલ કાપી નાખ્યા હતા. રાત્રી શાંતિથી પસાર થઇ હતી.

# [૩૮]

૧૭મી મેનો દિવસ શાંત હતો. રણપ્રદેશ શરૂ થયો હતો. 'વિક્ટોરિયા' દક્ષિણપશ્ચિમ દિશામાં ખેંચાયે જતું હતું.

તે દિવસે ઉપડતાં પહેલાં દાકતરે પાણીનો પૂરતો સંગ્રહ કરી લીધો હતો. પવન ઠીક હોવાથી દાક્તરે તે દિવસે રાત્રે પણ પ્રવાસ ચાલુ રાખવાનું નક્કી કર્યું.

બીજે દિવસે રવિવાર હતો. તે દિવસે સવારે પવનની દિશામાં નવો ફેરફાર થયો. દક્ષિણપશ્ચિમ તરફ જવાને બદલે 'વિક્ટોરિયા' ઉત્તરપશ્ચિમ તરફ ખેંચાવા લાગ્યું.

" કાં ? " દાક્તર જરા ચિંતાતૂર દેખાતો હોવાથી કેનેડીએ પૂછ્યું. " શું વિચારમાં છો ? "

" આપણા બલૂનનું ઉપલું પડ તૂટી જવાથી જરા મુશ્કેલી ઊભી થઇ છે. અંદરના પડમાં હાઇડ્રોજન ગરમ થવાથી તેની શક્તિ બહારના પડ જેટલી નથી રહી. તેમાંથી થોડો થોડો હાઇડ્રોજન ધીમે ધીમે પણ બહાર નીકળતો જાય છે. એટલે 'વિક્ટોરિયા' રહી રહીને નીચું આવતું જાય છે. તેને ઊંચે રાખવા ભઠ્ઠી વધુ જોરથી ચાલુ રાખવી પડે છે. "

" તો તો મુશ્કેલી ? "

" હા, મુશ્કેલી તો છે જ. પણ તેમાંથી પાર ઉતરવા માટે આપણે રાત્રે પણ પ્રવાસ ચાલુ રાખીશું, જેથી બમણી ગતિથી આગળ જવાય. "

"પણ હવે આપણે આપણા પ્રવાસને છેડે આવી પહોંચ્યા છીએ." જોને કહ્યું.

"હજી ટિમ્બકટુ અહીંથી ચારસો માઈલ દૂર છે. તે દરમિયાન પવન આ જ પ્રમાણે વાયા કરે તો આપણે મંગળવારે રાત્રે ત્યાં પહોંચી શકીએ."

"આમ નીચે તો જુઓ." જોન વચ્ચે બોલી ઉઠયો.

દાક્તર તથા કેનેડીએ નીચે નજર નાખી તો દોઢસોએક ઊંટનો મોટો કાફલો ટિમ્બુકટુના માર્ગે જઈ રહ્યો હતો. દરેક ઊંટના પૂંછડે એક એક ટોપલી બાંધી હતી જેથી ઊંટના લીંડા તેમાં પડે. મુસાફરીમાં આ લીંડા સિવાય બીજું કોઈ બળતણ તેમને મળે તેમ નહોતું.

સોમવારે સવાર થતાં તેઓ પારિના રેખાંશ પ્રમાણે ૧૦° ૨૦' રેખાંશે આવી પહોંચ્યા હતા. હવામાન પલટાયું હતું. વરસાદ પડવો શરૂ થયો હતો.

"હું માનું છું કે થોડા વખતમાં આપણે નાઈઝર નદી પાસે પહોંચી જઈશું." દાક્તરે જણાવ્યું.

થોડો વખત જતાં નાઈઝર નદી નજરે પડી. તેનાં પાણી જોશથી દક્ષિણ તરફ વહી રહ્યાં હતાં.

[૩૯]

૨૦મી મેની સવારમાં 'વિકટોરિયા' નીચે કેટલાએ નાના નાના વહેળાઓ વહેતા દેખાતા હતા. તે બધાએ નાઈજરના નાના પ્રવાહો હતા. આ બધા મારફત નાઈજરનાં પાણી આટલાંટિક મહાસાગરને ભેટવા દોડ્યાં જતાં હતાં.

"પેલું દેખાય તે કાબ્રા." દાક્તરે કહ્યું. "તે ટિમ્બકટુ શહેરનું બંદર છે. ત્યાંથી શહેર માંડ પાંચ માઈલ દૂર હશે."

અર્ધોએક કલાકમાં પ્રાચીન રોમ, એથેન્સ કે તેથી વધુ પ્રાચીન કાશી માફક વિદ્યાના કેન્દ્રસમું ટિમ્બકટુ નજરે પડ્યું.

ધોળા ચમકતી રેતીનાં મેદાનો વચ્ચે ત્રિકોણાકારે ટિમ્બકટુ શહેર વસ્યું હતું. તેનો ઉત્તર ખૂણો તો ઠેઠ રણ સુધી લંબાએલ હતો. શહેરનાં મકાનો ઇંટોથી બંધાએલ હતાં; શેરીઓ તથા રસ્તા સીધા ને પહોળા હતા.

"આ શહેર તેના ભૂતકાળના ગૌરવ માટે ખૂબ પ્રસિદ્ધ છે. જુઓ, ત્રિકોણને છેડે સાન્કુરની ઘુમટદાર નાની મસ્જીદ છે. તેથી થોડે દૂર જતાં પેલી ધોળી દેખાય તે સીદી યાહીયાની મસ્જીદ તથા કેટલાંક બે માળવાળાં ઘર છે."

ટિમ્બકટુ ઉપર થઈને 'વિકટોરિયા' પસાર થઈ રહ્યું હતું. થોડા વખતમાં તો ટિમ્બકટુથી આગળ નીકળી ગયું.

"હવે પવન તેને ફાવે ત્યાં આપણને ઘસડી જાય તોય મને ડર નથી." દાક્તરે કહ્યું.

"પશ્ચિમ સિવાય ક્યાંય નહિ, તે શરત સાથે." કેનેડીએ ઉમેર્યું.

"ઝાંઝીબાર થઈને આખા આટલાંટિક મહાસાગરને પાર કરવો પડે તો ય મને કંઈ વાંધો નથી." જોને કહ્યું.

"તેને માટે તો તૈયારી કરવી પડે, જોન!"

"આપણી પાસે શું નથી?"

"ગેસ!" દાક્તરે કહ્યું. "આપણી પાસેનો ગેસ હળવે હળવે ઓછો થઇ રહ્યો છે."

'વિકટોરિયા' આગળ ચાલ્યે જતું હતું.

"પણ આમને આમ હવે આપણી મુસાફરીનો અંત ક્યારે આવશે?" કેનેડીએ પૂછ્યું.

"તેનો શું જવાબ દઇ શકાય?" દાક્તરે કહ્યું. "આપણે તો પવન પર જ આધાર રાખવાનો છે. પણ જો આપણે સીરા લીઓન કે પોર્તેનડીક સુધી પહોંચીએ તો આપણને ત્યાં મિત્રો મળી રહેશે."

રાત પડતાં દાક્તરે વજનની છેલ્લી ટોપલીઓ હતી તે પણ ફેંકી દીધી, તથા ભઠ્ઠીને પૂરજોશથી ચાલુ કરી. ત્યારે 'વિકટોરિયા' માંડ માંડ ઊંચે રહી શકયું. તેઓ ટિમ્બકટ્ટુ શહેરથી દક્ષિણમાં સાઠ માઇલને અંતરે હતા. બીજા દિવસની સવારે તેઓ ડેબો સરોવરથી થોડા છેટા હતા.

'વિક્ટોરિયા'ની નીચે નાઈજર નદી કેટલાયે પ્રવાહોમાં વહેંચાઇ જઈને વહી રહી હતી. વહેણમાં વચ્ચે વચ્ચે અસંખ્ય બેટો હતા. 'વિકટોરિયા'ની ગતિ વધતી જતી હતી. ને તે દક્ષિણ તરફ મરડાયે જતું હતું. દિશા બદલવા અનુકૂળ પવન-પ્રવાહ શોધવા ફરગ્યુસને કાંફાં મારી જોયાં, પણ વ્યર્થ.

દાક્તરને ચિંતા થયા કરતી હતી. આમને આમ 'વિક-ટોરિયા' કોઈ ફ્રેંચ કે અંગ્રેજ વસાહતવાળા પ્રદેશમાં જવાને બદલે જંગલીઓના પ્રદેશમાં જઈ પડે તો, વાયુ ઓછો થતો જતો હોવાથી તેમનું શું થાય? ઈંગ્લેંડ પાછા જવા માટે પછી તેમણે કઇ જગાએ વહાણની રાહ જોવી? અને બલૂન તો તેમને હરપળે ડાહોમી પ્રદેશ તરફ લઇ જતું હતું ત્યાંની વસ્તી તો અતિ વિકરાળ તથા રાજાના બોલ પાછળ માથું આપે તેવી હતી. અને એ રાજાએ પોતે જ આજ સુધીમાં કેટલાયે પરદેશીઓને દરબાર વચ્ચે ગરદન મરાવ્યા હતા.

ઉપરાંત દરેક ક્ષણે બલૂનની શક્તિ ઘટતી જતી હતી. જો વાદળાં થાય કે વરસાદ આવે તો પવનની દિશા બદલવાની શકયતા ઊભી થાય ખરી.

“જુઓ પણે વાદળું દેખાય!” જોને ક્ષિતિજમાં ઉડ્યા આવતાં ધોળા રૂના ગોટા જેવા જથ્થા સામે આંગળી ચીંધી કહ્યું.

" એ વાદળું નથી." દાક્તરે કહ્યું: "તે તો સોતરેલ પક્ષીનું ટોળું છે. એ પક્ષી હમેશાં કરોડોની સંખ્યામાં જ ઉડે છે."

થોડા સમયમાં તો વાદળાં જેવો દેખાતો એ જથ્થો પાસે આવી પહોંચ્યો. પાંખોનો ફફડાટ સ્પષ્ટ સંભળાતો હતો.

" નાનાં નાનાં પક્ષી પણ સમૂહમાં હોય ત્યારે કેવડાં લાગે છે!" કેનેડી તો તેની સામે જ જોઈ રહ્યો હતો.

સાંજ પડતાં વધુ ઉજ્જડ પ્રદેશ આવી રહ્યો હતો. જંગલોને બદલે કોઈ કોઈ જગાએ ઝાડોનાં ઝુમખાં જ નજરે પડતાં હતાં.

'વિકટોરિયા' ધીરે ધીરે નીચે જઈ રહ્યું હતું. એટલે દાક્તરે નકામી વસ્તુઓ ફેંકવા માંડી. સવારના પાંચ થતાં અજવાળામાં બાંબારાનું ચાર વિભાગમાં વહેંચાએલ મુખ્ય શહેર સેગો નજરે પડયું. પણ ત્યાં જતાં પવન બદલાયો. દક્ષિણમાં જવાને બદલે 'વિકટોરિયા' ઉત્તર પશ્ચિમમાં જવા માંડયું. તેથી દાક્તરની ચિંતા હળવે હળવે ઓછી થતી ગઈ.

" આવી ને આવી ઝડપથી આપણે જઈએ તો બે જ દિવસમાં સેનેગાલ નદી પાસે પહોંચી જઇશું."

" ત્યાં તો આપણા મિત્રો મળશે જ ને?"

" ના; ત્યાંથી થોડું ચાલીએ તો જ ફ્રેંચ સંસ્થાનોમાં જઈ શકાય. પણ તે પ્રદેશમાં કોઈ મુશ્કેલી કે ભય નથી." દાક્તરે કહ્યું.

" ત્યારે તો હવે બે ત્રણ દિવસ જ." જોને કહ્યું. તેના મોઢા પર અવર્ણનિય આનંદ છવાઇ ગયો હતો.

૨૭મી મેની સવારમાં નીચેના પ્રદેશમાં નવો પલટો આવ્યો. મેદાનોને બદલે ટેકરીઓ ને તેની પાછળ પર્વતો ડોકિયાં કરવા લાગ્યા. નાઈઝર અને સેનેગાલ નદીઓને છૂટા પાડતા ઉચ્ચ પ્રદેશને પાર કરવો પડે તેમ હતું. સેનેગામ સુધીના આ પ્રદેશમાં ભય હતો. ત્યાર પછી ખાસ કોઈ જાતનો વાંધો નહોતો.

પણ 'વિકટોરિયા' તો દરે ક્ષણે નીચે આવી રહ્યું હતું. બલૂનને ઊંચે લઇ જવા માટે લગભગ સવાસો રતલ વજન ઓછું કરવાની જરૂર હતી.

બલૂનનો તંબુ છોડી નાખી તેને નીચે ફેંકી દેવામાં આવ્યો. તેથી 'વિકટોરિયા' ઘડીક ઊંચે ચડયું પ ફરી પાછું નીચે આવવા માંડયું, કારણ કે સતત ગરમ રહેતા હાઇડ્રોજન વાયુના સંગમથી બલૂનના પડના રેસાની શક્તિ કમી થઈ ગઈ હતી.

આ પ્રદેશમાં બલૂનને કોઈ પણ હિસાબે નીચે ઉતારવાની દાકતરની ઇચ્છા નહોતી. "કારણકે આ પ્રદેશ બહુ ભયંકર છે." એમ તે કહેતો.

"એવાં કયા ભયંકર પ્રાણીઓ અહીં વસે છે ?" જોને પૂછયું.

"માણસો." દાક્તરે કહ્યું. "માણસને જીવતોને જીવતો કરડી ખાનારાં માણસો આ પ્રદેશમાં જ રહે છે. સેનેગાલ નદી બહુ દૂર નથી, પણ હું નથી માનતો કે આપણે તેટલે સુધી પહોંચી શકીએ."

દૂર દૂર ક્ષિતિજમાં પર્વતો નજરે પડતા હતા. તેને કેમ પસાર કરવા તેની ચિંતામાં દાક્તર મગ્ન થઇ ગયો હતો. કારણ કે હવે 'વિક્ટોરિયા'ને ખૂબ ઊંચે લઈ જઈ શકાય તેમ નહોતું.

ખૂબ ઝડપી પવન 'વિક્ટોરિયા'ને તે પર્વતના અણીદાર શિખરો તરફ લઈ જતો હતો. કોઈ પણ હિસાબે 'વિક્ટોરિયા'ને ઊંચું લઈ જવું પડે તેમ હતું.

" પાણીની પેટીઓ ખાલી કરો." દાકતરે કહ્યું. " એક દિવસની જરૂર કરતાં વધારેનું પાણી ઢોળી નાંખો."

તેથી બલૂન સોએક કદમ ઊંચે ચડયું. પણ તેટલાથી કંઈ ચાલે તેમ નહોતું. પર્વતનાં કાળાં વિકરાળ શિખરો તો નજીક ધસ્યે આવતાં હતાં. 'વિક્ટોરિયા'ને લગભગ પાંચસોએક ફૂટ વધારે ઊંચે ચડાવવાની જરૂર હતી.

ભઠ્ઠી માટે પણ જરૂરી પાણી રાખી બાકીનું બહાર ફેંકી દીધું તોય કંઇ ઊંચે જવાયું નહિ.

" પેટીઓ નાખી દો."

"આમ થોડું વજન નાખી દીધે કંઈ નહિ વળે." જોને કહ્યું.

"જોન, આ વખતે પહેલાં કર્યું હતું તેવું ન કરતો." દાક્તરે કહ્યું. "અમારો વિચાર કરી અમારી સાથે જ રહેજે."

"એમ ચિંતા શા માટે કરો છો ?" જોને કહ્યું. "આપણે જુદા નહિ થઈએ."

પર્વતના સૌથી ઊંચા શિખરને પાર કરવા માટે 'વિક્ટોરિયા'ને હજી બસો ફૂટ ઊંચે લઈ જવાની જરૂર હતી.

"દશ જ મીનીટમાં આપણી બેઠક પર્વતના શિખર સાથે અટકાઈ ટુકડેટુકડા થઈ જશે." દાક્તરે કહ્યું.

"થોડી ખાધાખોરાકી રાખી બાકીનું બધું ફેંકી દો."

તેથી 'વિકટોરિયા' થોડું ઊંચે ગયું. પણ તેટલું બસ નહોતું. પરિસ્થિતિ ખૂબ ભયંકર હતી. દાકતરે બેઠકમાં નજર ફેરવી તો તે લગભગ ખાલી હતી.

"કેનેડી! બંદુક ને દારૂગોળો ફેંકી દે."

પહેલાં તો કેનેડીએ ના પાડી, પણ શિખર પાસે આવી રહ્યું હતું. કેનેડીએ દારૂગોળો ફેંકી દીધો.

તો ય બલૂનને થોડું ઊંચે ચડાવવાની જરૂર હતી.

કોઈ કંઇ કહે તે પહેલાં તો જોન બેઠકમાંથી નીચે ઉતરી ગયો ને 'વિકટોરિયા' ઊંચે ગયું.

"જોન! જોન!" દાકતરે બૂમ મારી.

પણ કોઈએ જવાબ ન આપ્યો. પણ શિખર પાર કરાયા પછી બેઠક નીચેથી નીકળી જોને ઉપર ડોકું કાઢ્યું.

"અરે!" કેનેડીથી બોલાઇ જવાયું: "ઉપર કઈ રીતે ચઢયો?"

"હું નીચે ઉતર્યો જ નહોતો." જોને કહ્યું. "મેં તો ફક્ત બેઠક પકડી નીચે પગ અડાડ્યા, ત્યાં જ 'વિકટોરિયા' જોઈએ તેટલું ઊંચે ચડી ગયું ને મેં પણ શિખર પર હળવે હળવે પગલાં માંડયાં. શિખર પાર થઈ જતાં હું ઉપર ચડી ગયો."

"શાબાશ." દાકતરથી બોલાઈ જવાયું. "ધન્ય છે તારી બુદ્ધિને અને તારી ભોગ દેવાની શક્તિને."

હવે તો 'વિકટોરિયા'ને નીચે જ ઉતરવાનું હતું. તે તેને માટે સહેલું હતું. સાંજ પડતી જતી હતી. આવા પર્વતોમાં થઈને ઊંચે ન ચડે તેવા બલૂનને લઈ રાત્રે પસાર થવું જોખમભર્યું માની, દાકતરને અનિચ્છાએ પણ રોકાઈ જવું પડયું.

રાતે લંગર નાખવામાં આવ્યું ને 'વિકટોરિયા' અટકયું, ત્યારે સેનેગામ નદી પચીસેક માઈલ દૂર દેખાતી હતી.

દૂરથી નદી નજરે પડતી હતી.

"આપણે હવે આ નદી પસાર કરવાનું જ કામ છે, પણ તે પસાર કરવા માટે હોડીની સગવડ ન હોવાથી આપણે કોઇ પણ હિસાબે આ બલૂનમાં બેઠા બેઠા જ ત્યાં જવું પડશે ને તે માટે આનો ભાર ઓછો કર્યા સિવાય છૂટકો નથી." દાક્તરે રાત્રે કહ્યું.

પોતાનાં હથિયાર ફેંકવાનો વારો આવશે તેવું ધારી કેનેડીએ કહ્યું: "તને નથી લાગતું કે હવે આનું વજન હલકું કરવાનો બીજો કોઈ માર્ગ હોય."

"બાકીના પચીશ માઈલ હું ચાલી નાખીશ." જોને કહ્યું.

"ના; પ્રવાસે પણ સાથે ઉપડ્યા હતા ને આપણો પ્રવાસ પણ આપણે એક સાથે જ પૂરો કરીશું." દાક્તરે કહ્યું.

"પણ, કંઈ આટલું ચાલવામાં હું મરી જવાનો છું?" જોને કહ્યું.

"પણ, આપણી પાસે હજી ઘણા રસ્તા છે." દાક્તરે કહ્યું. "હવે આ ભઠ્ઠીની કંઈ જરૂર નથી, કારણ કે આપણે હવે ઊંચે ચડવું નથી."

આખા ભઠ્ઠીયંત્રનો ખીલેખીલો છૂટો કરી યંત્રને નીચે ઉતારી લેવામાં મધરાત થઈ ગઇ. આથી 'વિકટોરિયા'નું વજન ખૂબ ઘટી ગયું.

રાત્રે પહેલા બે કલાક દાક્તર, ત્યાર પછી કેનેડી ને ત્યાર પછી જોનનો ચોકીનો વારો નકકી કરવામાં આવ્યો. નક્કી કર્યા પ્રમાણે દાક્તર જાગતો રહ્યો જ્યારે તેના બંને સાથીદારો સૂઈ ગયા.

ફર્ગ્યુસનનો વારો પૂરો થતાં કેનેડીને જગાડયો.

અર્ધોએક કલાક પસાર થયા પછી કેનેડીને તેની નજર સામે જંગલમાં અજવાળું થતું દેખાયું. થોડા વખતમાં તો તેને જણાઈ આવ્યું કે આ તો જંગલને આગ લગાડવામાં આવી હતી.

" આગ ! આગ ! " તેણે એકાએક બૂમ પાડી. તે સાંભળી દાક્તર અને જોન જાગી ગયા.

" આપણને સળગાવી દેવા આ લોકોએ આખા જંગલને આગ લગાડી છે." દાક્તરે કહ્યું.

'વિકટોરિયા' નીચે જ દાવાનળની જીભો લબકારા મારી રહી હતી. બળતાં ઝાડ કડાકા સાથે તૂટતાં હતાં.

શું કરવું તે બાબત કોઇ કંઈ અભિપ્રાય આપે તે પહેલાં દાકતરે કુહાડી ઉપાડી લંગર કાપી નાખ્યું ને 'વિકટોરિયા' હવામાં હજારેક ફૂટ ઊંચે ચડી ગયું, તથા પશ્ચિમ દિશામાં ચાલવા માંડયું.

"જો આપણે ગઈ કાલે આ ભઠ્ઠી વગેરે ફેંકી ન દીધું હોત તો આજે આપણે બળી ગયા હોત." દાકતરે સવાર થતાં કહ્યું.

"પણ હવે તો આપણને વાંધો નથી." જોને જણાવ્યું.

"વાંધો નથી શું ?" કેનેડીએ નીચે આંગળી કરી કહ્યું: "આ બધા આપણો પીછો લઇ રહ્યા છે."

ત્રીશેક જેટલા ઘોડેસ્વારો 'વિકટોરિયા'ની દિશામાં દોડી રહ્યા હતા. તેમના હાથમાં ભાલા તથા બંદુકો હતી. તેમના મુખ તથા હાવભાવથી તેમનો ગુસ્સો સ્પષ્ટ જણાઈ આવતો હતો.

"આ તાલીબાસ નામની અતિ વિકરાળ તથા કિન્નાખોર જાતના લોકો છે." દાકતરે કહ્યું.

'વિકટોરિયા' લગભગ સાડા સાતસો ફૂટની ઊંચાઈએ હતું. પણ હવે તેને ઊંચે લઈ જવું શકય નહોતું, કારણ કે તેમ કરવા માટેનું યંત્ર તો ફેંકી દેવામાં આવ્યું હતું. બલૂન જે દિશામાં જેટલી ગતિથી ખેંચાય, તે પ્રમાણે તેમણે ઇચ્છાએ કે અનિચ્છાએ આગળ જવાનું હતું.

પવન ખૂબ ધીરો હોવાથી સવારના અગીઆર થતાં સુધીમાં માંડ પંદર સોળ માઈલ કપાયા હતા. દાક્તરને વાતાવરણમાં કોઈ પ્રકારનો પલટો થાય તે માટે ખૂબ ડર રહ્યા કરતો,

ચારો કે પવન દિશા પલટાતાં તેમને પાછા લઇ જાય તો તેમની શી દશા થાય ? સેનેગાલ નદીને પાર કરવા માટે હજી લગભગ બાર માઈલનું અંતર કાપવું પડે તેમ હતું. તે માટે ત્રણ કલાક મુસાફરી કરવી પડે તેમ હતી, કારણકે પવન ખૂબ જ મંદ હતો.

'વિકટોરિયા' જમીનથી છસોએક ફૂટ ઊંચું હતું. પણ થોડે દૂર જતાં 'વિકટોરિયા' એકાએક નીચે જવા માંડયું ને પાએક કલાક જતાં તે જમીનથી દોઢસોએક ફૂટની ઊંચાઈએ આવી પહોંચ્યું. ત્યાં આવતાં તે વધુ જોરદાર પવનપ્રવાહમાં તણાવા માંડયું. તેને નીચે આવેલું જોઈને તાલીબાસ ઘોડેસ્વારોએ ઘોડા અટકાવી બાર કર્યા. પણ સદ્‌ભાગ્યે એકે ય ગોળી 'વિકટોરિયા' સુધી પહોંચી શકી નહિ.

કેનેડીની બંદુક ગાજી ઉઠી ને સૌની આગળ ચાલતો ઘોડેસ્વાર વીંધાઇ નીચે પછડાયો. તે જોતાં બાકીનાં ઊભા રહ્યા.

" આ લોકો સ્વભાવે ચતુર હોય છે. " દાક્તરે કહ્યું. "આપણે જો નીચે ઉતરતા જઇએ છીએ તેવું તેમને લાગશે તો જ આપણો પીછો લેશે. નહિતર પાછા ચાલ્યા જશે. માટે કોઇ પણ હિસાબે આપણે ઊંચે ચડવું જ જોઈએ. "

" પણ શું નાંખી દેવું ? " દાક્તરે પૂછયું.

" હજી આપણી પાસે ત્રીશેક રતલ ખાધાખોરાકી છે. તે ફેંકી દઈએ. "

" ભલે. " કહી જોને બીસ્કીટ વગેરેની ટોપલીઓ ફેંકી દીધી. તેમ થતાં 'વિકટોરિયા' થોડું ઊંચે ચડયું, પણ ફરી પાછું નીચે ઉતરવા માંડયું. 'વિકટોરિયા'ના પડમાંથી ખૂબ ગેસ જતો રહેતો હતો.

" પીવા માટેનું પાણી, આપણાં સાધનો, લંગર વગેરે ફેંકી દો." દાક્તરે કહ્યું.

તેમ કરવા છતાં પણ 'વિકટોરિયા' નીચે ઉતર્યે જતું હતું.

"બંને રાઈફલો તથા બાકીનો દારૂગોળો પણ ફેંકી દો."

" પણ અવાજ કર્યા સિવાય નહિ!" કહેતાં કેનેડીએ ઉપરા ઉપરી ચાર અવાજ કર્યા ને ચાર તાલીબાસ ઘોડેસ્વારો નીચે ગબડી પડ્યા.

બપોર થતા જતા હતા તેમ તેમ અંદરનો ગેસ ગરમ થતાં પાતળો થવાથી જલદી બહાર નીકળી રહ્યો હતો. 'વિકટો-રિયા'નો લંબગોળ ગોળો ધીરે ધીરે બેઠા ઘાટનો થતો હતો.

" શું થશે?" કેનેડીએ કહ્યું. " આ તો કાંઠે આવી ડૂબવા જેવું થયું."

" ના, હજી આપણે દોઢસો રતલથી પણ વધારે વજન ફેંકી શકીએ તેમ છીએ." દાક્તરે કહ્યું.

" શેનું?"

" બેઠકનું." દાક્તરે કહ્યું. " આપણે તો કોઈ પણ હિસાબે નદી પાર કરવાની છે. જલદી કરો."

ત્રણે જણા બલૂનના દોરડાં પકડી ઊભા રહ્યા અને જોને એક હાથે બેઠકનાં દોરડાં કાપવા માંડ્યાં. એક જ દોરડું કાપ-વાનું બાકી હતું. તે કપાતાં 'વિકટોરિયા' ત્રણસો ફૂટ ઊંચે ચડી ગયું.

સેનેગાલ નદી બે માઈલના અંતરે નજરે પડતી હતી.

" બસ, હવે માત્ર પા કલાક." દાકતરે કહ્યું.

પણ 'વિકટોરિયા' તો પૂર ઝડપે નીચે ઉતરી રહ્યું હતું. એકાદ વખત તો નીચેની ઊંચી ટેકરી સાથે ઘસાઈને આગળ

ચાલ્યું. સેનેગાલ નદી હવે માંડ દોઢસોએક ફૂટ દૂર હતી. પણ 'વિકટોરિયા' હવે તદ્દન નકામું થઈ ગયું હતું.

ત્રણે પ્રવાસીઓએ જમીન પર પગ મૂકયો ને સેનેગાલ નદી તરફ ચાલવા માંડયું. લગભગ બે હજાર ફૂટની પહોળાઈમાં સેનાગલનાં પાણી વહી રહ્યાં હતાં. તેને તરીને પાર કરવાનું અશકય હતું.

" તાલીબાસ લોકોને આવી પહોંચતાં ઓછામાં ઓછો હજી એક કલાક થવાનો. તે દરમિયાન સૂકું ઘાસ એકઠું કરો. તેનાથી આપણે સેનેગાલ પાર કરીશું." દાકતરે કહ્યું.

કેનેડી કે જોનને ખબર નહોતી કે દાક્તર શું કરવા માગે છે. છતાં તે બરાબર જ કરતો હશે. તેમ માની ઘડીકમાં સુકા ઘાસ અને લાકડાનો ઢગલો કરી દીધો.

બલૂનની લોઢાની નળીને ઘાસના ઢગલામાં રાખી દાકતરે ઘાસને સળગાવ્યું. અંદરનો હાઇડ્રોજન ગરમ થઈ પાતળો થવા લાગ્યો. 'વિકટોરિયા'નું પડ કડક થવા માંડયું. આમને આમ અર્ધોએક કલાક થતાં 'વિકટોરિયા' જમીનથી થોડું ઊંચું થયું. દાકતરે દોરડું એક હાથથી પકડી રાખી કહ્યું: " હજી વધારે લાકડાં લાવો. અર્ધો જ કલાક બાકી છે. જલ્દી કરો."

ફરી વધારે બળતણ લાવવામાં આવ્યું, ગરમી વધતી ગઈ તેમ તેમ 'વિકટોરિયા' વધુ ઊંચું ચડવા માટે દોરડાંને ખેંચવા લાગ્યું. પોણો કલાક થઇ ગયો હતો. બે માઈલને અંતરે તાલીબાસ લોકો નજરે પડતા હતા.

" હવે માત્ર દશ જ મીનીટ છે." દાકતરે કહ્યું: "દોરડાં બરાબર પકડી રાખો. હિંમત રાખજો." કહેતાં દાક્તરે પાસે

પડેલ લાકડાંનાં મોટા ઢગલાને બળતામાં નાખ્યો. ગરમી વધી. 'વિકટોરિયા' ઊંચે ચડયું, જમીનથી ચાર પાંચ ફૂટ ઉંચકાયું. ડાકતરે 'વિકટોરિયા'ને ખૂબ જોરથી નીચે ખેંચી રાખવાનું તેના મિત્રોને સૂચવ્યું.

તાલીબાસ લોકો હવે દશ જ મીનીટમાં આવી પહોંચવાના હતા. કેનેડી તથા જોન 'વિકટોરિયા'ને ખૂબ જોરથી નીચે ખેંચી રાખતા હતા. પાંચેક મીનીટ વધુ ગરમી મળતાં, કેનેડી તથા જોનના ખેંચાણનો સામનો કરી 'વિકટોરિયા' પચીસ ફૂટ ઊંચે ચડી ગયું. પવન ખૂબ સાનુકુળ તથા જોરમાં હતો.

"બરાબર પકડજો." ડાકતરે કહ્યું.

"ચિંતા ન કરશો." જોને જવાબ વાળ્યો.

તાલીબાસ લોકો કિનારે આવી પહોંચ્યા હતા. કેનેડીએ હાથમાંની બંદુક એક હાથે ફોડી તેમનામાંના એકનો ભોગ લીધો.

'વિકટોરિયા' નીચે પચીસ ફૂટ જેટલે જ સેનેગાલનાં પાણી ઘુમરીઓ ખાઈ વહી રહ્યાં હતાં. તેમાંના એકાદના હાથમાંથી દોરડું છૂટી જાય તો તણાઇ જવા સિવાય બીજો માર્ગ જ નહોતો.

દશેક મીનીટ પસાર થતાં 'વિકટોરિયા' સેનેગાલના બીજા કિનારે પહોંચી ગયું. બીજો કિનારો માંડ દશેક ફૂટ દૂર હશે ત્યાં પ્રવાસીઓના પગ પાણીને અડ્યા. પાણીમાંથી પગ વાળી દઇ તેમણે બીજી પાંચ દશેક સેકંડ પસાર થવા દીધી ત્યારે ઢીંચણમાંથી વાળેલ પગ જમીનને અડ્યા.

ત્યાં તેમને આવતાં જોઈ ફ્રેંચ ગણવેશમાં સજ્જ થએલ ડઝનેક માણસો એકઠા થયા હતા. તેઓ બિચારા આવા

ગોળાને જોઇ મુંઝવણમાં પડી ગયા હતા. તેઓ ઘડીભર તો તેને કોઈ દૈવી વસ્તુ માની બેઠા હતા. પણ તેમના કપ્તાને દાક્તર ફરગ્યુસન વિષે અંગ્રેજી માસિકમાં થોડું વાંચ્યું હતું.

'વિકટોરિયા'નાં દોરડાં છોડી દે, છતાં 'વિકટોરિયા' ઊંચે ન ચડી જાય તે માટે દાકતરે તેમાંથી થોડો હાઇડ્રોજન વાયુ કાઢી નાખ્યો.

ટુકડીનો કપ્તાન દાક્તરને મળવા આવ્યો, ને પૂછયું : "આપ પોતે દાક્તર ફરગ્યુસન જ છો ને ?"

"હા, હું પોતે જ." કહી દાક્તરે તેની સાથે હાથ મીલાવ્યા.

" મારી સાથે ચાલો. " કહી કપ્તાન તેમને મહેમાનોના બંગલે લઈ ગયો.

[૪૪]

નદીકિનારે પ્રવાસીઓને પ્રથમ વખત જોનારાઓને સેનેગાલના વડા સુબાએ બોલાવ્યા. તેમને દાક્તર ફરગ્યુસન તથા તેના સાથીઓ અમૂક દિવસે જ આવી પહોંચ્યા છે તે બાબતના સાક્ષીઓ થવાનું હતું.

ત્યાર પછી તેઓ બધા જ્યાં દાકતર અને તેના સાથીદારોએ પ્રથમ વખત જમીન પર પગ મૂકયો હતો ત્યાં ગયા અને નીચેનાં લખાણ પર સહીઓ કરી :

" અમે નીચે સહી કરનાર જાહેર કરીએ છીએ કે નીચે લખેલ તારીખે અમે એક બલૂનના ગોળાનાં દોરડાં પકડી, દાક્તર ફરગ્યુસન તથા તેના બે સાથીદારો રીચાર્ડ કેનેડી અને જોસેફ વીલ્સન (ટુંકું નામ જોન)ને સેનેગાલના પશ્ચિમ કિનારે ઉતરતા જોયા છે.

તારીખ : ૨૪, મે, ૧૮૬૨ સ્થળ : ગીઆનાના ધોધ પાસે.

સહીઓ :

સેમ્યુઅલ ફરગ્યુસન, રીચાર્ડ કેનેડી, જોસેફ વીલ્સન, ડયુફ્રેઝ નાયબ નૌકાપાયદળાધિપતિ, રોડામેલ, ધ્વજનાયક, ડયુફે, સાર્જન્ટ, ફલીપો, મેયોર, પેલીઝીએ, લોર્વો, રાસ્કાન્યે, ગ્વીઓં તથા લેબેલ સનિકો."

આજ પણ લંડનની રોયલ જયોગ્રાફિક સોસાયટીના સંગ્રહસ્થાનમાં આ દસ્તાવેજ નજરે પડે છે.

આમ ૨૪મી મેના રોજ ડાક્તર ફરગ્યુસનનો ઐતિહાસિક પ્રવાસ પૂર્ણ થયો. ત્યાંથી ૨૭ મેના રોજ બાઝીલીક સ્ટીમલૉંચ મારફત ઉપડી તેઓ ૧૦મી જુનના રોજ સેંટ-લૂઈ પહોંચ્યા. ત્યાંથી ૨૬ મી જુનના રોજ તેઓ લંડન પહોંચ્યા.

ત્યાં તેમને ૧૮૬૨ની સાલમાં મોટામાં મોટો પ્રવાસ ખેડવા બદલ સોનાનો ચાંદ આપવામાં આવ્યો.